મૌલાના મહમદઅલી, શૌકતઅલી વિગેરે સાત મહાન

દેશરત્નોનો ઇતિહાસિક અને રસીલો

# કરાંચીનો મુકદમો.



સાક્ષીઓની જુબાની, આરોપીઓનાં ભાષણો, આરોપનામું વિગેરે
બધી સંપૂર્ણ અને સવિસ્તર માહિતી તથા મહાત્મા ગાંધીજીના
બે બોલ અને ચિત્ર સાથે

---

ન્યુ ટાઇમ્સ ઓફિસે પ્રગટ કરેલા અંગ્રેજી પુસ્તક તથા અંગ્રેજી
ગુજરાતી વર્તમાનપત્રોને આધારે તૈયાર કરી પ્રગટ કરનાર,

ડાહ્યાભાઈ ઘેલાભાઈ ચપટવાળા.
ઠે૦ ભુલેશ્વર બીજો ભોઈવાડો–મુંબઈ.



સને ૧૯૨૧.

સુરત લીમડાચોકમાં આવેલા "દેશી મિત્ર" પ્રિન્ટીંગ પ્રેસમાં
મગનલાલ વનમાળીદાસે છાપ્યો.

---

કિમ્મત રૂપિયો એક.

# બે બોલ.

હિન્દુસ્તાનના બધાયે હાલનાં મુકદમાઓમાં કરાંચીના અસહકારીઓની તપાસ જરૂર બહુજ અગત્યની લેખાશે. જાહેર પ્રજા, એ મુકદમાના હેવાલનું એક નાનકડું પુસ્તક જરૂર વધાવી લેશે. કરાંચીમાં પ્રમુખપદે બેઠેલ માજીસ્ટ્રેટને જે હિમ્મતભર્યાં જોરાવર અને ખુલ્લી રીતે બોલાયલાં વાક્યો સાંભળવા પડયાં છે તેવાં તો ભૂતકાળના કોઇ પણ માજીસ્ટ્રેટે નહિજ સાંભળ્યા હોય. મને તો લાગે છે કે આ તપાસ, ચાલુ પદ્ધતિની પૂર્ણાહુતિ સૂચવે છે. આરોપીઓએ મોભ્ભો નહિ જાળવ્યો હોય, અને શિષ્ટતા પણ નહિ સાચવી હોય, પણ તેમનામાં સાચ અને હિમ્મત તો જરૂર હતાંજ. તેમનામાં એટલી હિમ્મત હતી કે પોતાના મનમાંના ગુપ્ત વિચારો પણ સામા માણસને સંભળાવે. ભલે બીજાઓ આપણને અસભ્ય ગણે, અત્યારે તો આપણે એ રીતે પણ સાચ અને નિડરતા જોઇએ છીએ. આપણું સાચ ટકી રહે તો પછી ઈરાદાપૂર્વકની અથવા (તો) સ્વાભાવિક અસભ્યતા પણ અદ્રશ્ય થયા વગર નહિ રહે.

મો૦ ક૦ ગાંધી.

મુંબાઇ ૭ ઓક્ટોબર સને ૧૯૨૧.

## પોલીસનુ ફરીઆદનામુ.

### કરાંચીના સીટી મેજીસ્ટ્રેટની કોર્ટમાં.

ફરીઆદી—આહમનશાહ, મહબુબશાહ, ડેપ્યુટી સુપ્રીન્ટેન્ડંટ ઓફ પોલીસ રહેવાસી કરાંચીના.

વિરૂદ્ધ.

(૧) રામપુરવાળા મહમદઅલી.

(૨) મોલવી હુશેન આહમદ દેવબંદ.

(૩) ડૉ. સઇફુદીન કીચલુ અમૃતસર.

(૪) પીર ગુલામ મુજાદીદ મતીઆરી.

(૫) મોલવી નીશાર આહમદ કાનપુર.

(૬) ભારતી કૃષ્ણતીર્થજી.

(૭) શોકતઅલી રામપુર.

(૧) ઉપરના ફરીઆદી અરજ કરે છે કેઃ—તા. ૩૧ મી ઓગસ્ટ ૧૯૨૧ ના સ્થાનીક સરકારના હુકમ અનુસાર આ ફરીઆદ નોંધાવવામાં આવેછે. વળી કરાંચીના ડીસ્ટ્રીક્ટ સુપ્રીન્ટેડંટ ઓફ પોલીસે ફરીઆદીને આ મુકદમા સાથે સંબંધ ધરાવતી ઈન્ડીઅન પીનલકોડની ૫૦૫ કલમ મુજબ હુકમ ફરમાવેલો.

(૨) નં. એકના આરોપીએ તા. ૯ મી જુલાઇ ૧૯૨૧ ને રોજ કરાંચીમાં મળેલી ઓલ ઇન્ડીઆ ખીલાફત પરીષદમાં ૨૦૦૦ માણસોની હાજરી સમક્ષ ઠરાવ ઉપર ભાષણ કર્યું હતું. (ઠરાવ મુંબઇ સરકારના હુકમ સાથે મુકેલો છે) આ પરીષદમાં કેટલાક ઓલમાઓ પણ હાજર હતાં. સભામાં મુસલમાનોની હાજરી વધારે હતી.

(૩) ઠરાવનું વર્ણન.

"આ સભા ચોકખે ચોકખું જાહેર કરે છે કે ચાલુ સમયમાં બ્રીટીશ સરકારને તેના લશ્કરમાં કોઇ પણ રીતે મુસલમાનોએ મદદ કરવી તે ધારમીક ફરમાન મુજબ ગેરકાયદેસર છે. વળી લશ્કરમાં દાખલ થવું અગરતો રહેવું અગરતો કોઇને તેમ કરવા માટે કહેવું તે ગેરકાયદેસર છે. અને દરેક મુસલમાનની તેમજ

ખાસ કરીને ઓલમાઓની તો ફરજ છે કે લશ્કરમાંના દરેક મુસલમાનને આ ધારમીક ફરમાન પહોંચાડવું.

(૪) પહેલા આરોપીએ આ ઠરાવપર બોલતાં કહ્યું હતું કે આ ઠરાવ ઘણો અગત્યનો છે અને સભામાં હાજર રહેલા દરેકે તેને અગત્યના ભાગ તરીકે ગણવો.

(૫) નં. ૨ ના આરોપીએ ઠરાવને ટેકો આપ્યો હતો અને વીવેચન કર્યું હતું. નં. ૪ ના આરોપીએ ઠરાવને ટેકો આપ્યો હતો અને ઠરાવનો સિંધી ભાષામાં તરજુમો કર્યો હતો. નં. ૩ ના આરોપીએ પણ ઠરાવને ટેકો આપ્યો હતો અને ઠરાવના સંબંધમાં વિવેચન કર્યું હતું. વળી નાં. ૫–૬ ના આરોપીઓએ પણ ઠરાવના ટેકામાં વિવેચન કર્યું હતું.

(૬) જ્યારે બોલનારાઓએ સભા સમક્ષ પોતાનું ભાષણ ખતમ કર્યું ત્યાર પહેલા આરોપીએ ફરી ઉભા થઇને ઠરાવની અગત્યતા બતાવી ઠરાવ સાથે મળતાં થતાં હોય તેઓને ઉભાં થવા કહ્યું; ત્યારબાદ સભામાં હાજર રહેલા ઉભા થયાં જેની સાથે નં. ૭નો આરોપી પણ ઉભો થયો હતો.

(૭) નં. ૭નો આરોપી પરીષદમાં ડાયસઉપર બેઠો હતો જ્યારે પરીષદમાં આ ઠરાવપર વીવેચનો થઇ રહયાં ત્યારે તેણે ઠરાવની સાથે મળતાપણું બતાવ્યું હતું અને ઉભો થયો હતો.

(૮) નં. ૭ના આરોપીએ પોતાની વર્તણુંકથી દેખાડી આપ્યું હતું કે તે પણ ટોળીમાંનો એક હતો અને અફસરોને પોતાની ફરજોમાંથી ચળાવવાને રચાયેલી રાજદ્રોહી કાવત્રાંખોરની ટોળીમાં જોડાયલો હતો.

(૯) આરોપીએ ઇન્ડીઅન પીનલકોડની ૧૩૧ મી કલમ સાથે વંચાયેલી ૧૨૦ બી કલમ પ્રમાણે ગુન્હો કર્યો છે. તેઓએ વળી ઇન્ડીઅન પીનલકોડની ૫૦૫મી કલમ સાથે વંચાતી ૧૧૪ કલમ પ્રમાણે અને વળી ૫૦૫ કલમ સાથે વંચાતી ૧૧૭મી કલમો પ્રમાણેના ગુન્હા કર્યા છે. સહી ગ્રામનશાહ.

ડેપ્યુટી સુપ્રીન્ટેન્ડન્ટ પોલીસ

કરાંચી તા. ૮મી સપ્ટેમ્બર ૧૯૨૧

## મુંબઈ સરકારનો હુકમ.

(એકઝીબીટ ૨) આથી મુંબઇ સરકાર ૧૮૯૮ના ક્રીમીનલ પ્રોસીજર કોડની ૧૯૦મી કલમ પ્રમાણે કરાંચીના ડીસ્ટ્રીકટ સુપ્રીન્ટેન્ડન્ટ ઓફ પોલીસને હુકમ કરે છે કે તેણે નીચે લખેલા સખ્સો સામે ૧૮૬૦ના ઇન્ડીઅન પીનલકોડની ૫૦૫ મી કલમ પ્રમાણે ફરીઆદ કરવી.

(૧) મહમદઅલી રામપુર.
(૨) મોલવી હુશેન આહમદ દેવબંદ.
(૩) ડૉ. સૈફુદીન કીચલુ અમૃતસર.
(૪) પીર ગુલામ મુજાદીદ મતીઆરી.
(૫) મોલવી નીશાર આહમદ કાનપુર.
(૬) ભારતી કૃષ્ણ તીર્થ.
(૭) શોકતઅલી રામપુર.

કારણ કે તેઓએ કરાંચી ખાતે ૧૯૨૧ના તા. ૮, ૯, ૧૦ જુલાઇના અરસામાં મળેલી ખીલાફત પરીષદમાં ભેગાં થઈ છઠ્ઠો ઠરાવ પાસ કરી અને ટેકાઓ આપ્યા હતા.

### ઠરાવ ૬ ઠો.

આ સભા, ગાઝી મુસ્તફા કમાલપાસા અને એંગોરા સરકારને પોતાના ધાર્મીક મથકો ટકાવી રાખવાને તેમજ તેઓએ જે જીત મેળવિ છે તેને માટે અંતઃકરણ પુર્વક મુબારકબાદી આપે છે. અને વધારામાં આ સભા પરમેશ્વરને પ્રાર્થના કરે છે કે ટરકીશ સરકાર તુર્કસ્તાનનાં ખુણેખુણામાંથી પરદેશી સરકારને બહાર હાંકી કાઢવા શકતીવાન થાય અને વળી એ ઉપરાંત આ સભા જાહેર કરે છે કે સરકારની લશ્કરી નોકરી કરવી એ ધાર્મીક ફરમાન મુજબ ગેરકાયદેસર છે અને તેથી દરેક મુસલમાનની તેમજ ઓલમાઓની ફરજ છે કે તેઓએ આ ધારમીક ફરમાનની ખબર-

લશ્કરના દરેક મુસલમાનને આપણી વધારામાં આ સભા અંગ્રેજ સરકારને ચેલેંજ કરે છે કે જો તે અંગ્રેજ સરકાર સામે લડવા માટે લશ્કર મોકલશે અગર તો તેવી હીલચાલને સાધી યા આડ કરી રીતે મદદ કરશે તો હિંદના મુસલમાનને કાયદાનો સવીનય ભંગ કરવાની ફરજ પડશે અને અમદાવાદમાં મળનારી આવતી મહાસભામાં હમારે હિંદને સ્વતંત્ર જાહેર કરી પ્રજાસત્તાક જાહેર કરવું. પુના તા૦ ૩૧ ઓગસ્ટ ૧૯૨૧,

(૧) ડીસ્ટ્રીકટ સુપ્રીનટેન્ડંટ ઓફ પોલીસનો હુકમ. (એકઝીબીટ ૩)

મુંબઇ સરકાર તા. ૩૧ ઓગસ્ટ ૧૯૨૧ ના પોતાના હુકમમાં ડીસ્ટ્રીકટ સુપ્રીન્ટેન્ડંટ ઓફ પોલીસ કરાંચી તથા તેમના તાબાના બીજા કોઇ ઓફીસર (પોલીસ) ને ફરમાવે છે કે તેમણે રામપુરવાળા મહમદઅલી તથા બીજા છ જણાઓ સામે ઇંડીઅન પીનલકોડની ૫૦૫ મી કલમના ગુન્હા કરવા માટે કામ ચલાવવું, આથી હું કરાંચીનો ડીસ્ટ્રીકટ પોલીસ સુપ્રીન્ટેન્ડંટ તમને ઝામનશાહ મહબુબશાહને ફરમાવું છું કે મુંબઇ સરકાર તરફથી મળેલા હુકમની રૂએ ઇન્ડીઅન પીનલકોડની ૫૦૫ કલમ મુજબ ગુન્હા કરવા માટે સાત આરોપીઓને કરાંચી ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ રૂબરૂ રજુ કરવા.

(૨) મુંબાઇ સરકાર તરફથી મળેલો હુકમ આ સાથે છે.

(સહી)

કરાંચી, તા. ૬ સપટેંબર ૧૯૨૧. | ડીસ્ટ્રીકટ સુપ્રીન્ટેન્ડંટ ઓફ પોલીસ કરાંચી.

## કેદ પકડવાનું વારંટ.

લશ્કરને પોતાની પ્રરજોમાંથી ચળાવવા સંબંધી ગુન્હો કાવતરૂ કરવા માટે રામપુરવાળા મહમદઅલી સામે ઇન્ડીઅન પીનલકોડની ૧૩૧ કલમ સાથ વંચાતી ૧૨૦ બ કલમ પ્રમાણેનો

આરોપ છે; અને ૫૦૫ કલમ પ્રમાણે લશ્કરને પોતાની ફરજમાંથી ચળાવવાનો અને દશથી વધારે માણસોની ટોળીએ ગુન્હો કરવા માટે ૫૦૫ કલમ સાથે વંચાતી ૧૧૭ કલમ પ્રમાણેનો આરોપ છે આથી તમને ફરમાવવામાં આવે છે કે ઉપર કહેલાં રામપુરવાળા મહમદઅલીને પકડીને મારી પાસે રજુ કરવો.

પીર ગુલામ મુજાદીદને પકડવાનું વારંટ.

ટહેલરામ ધરમદાસ ડેપ્યુટી સુપ્રીન્ટેન્ડન્ટ ઓફ પોલીસ હૈદ્રાબાદ

પીર ગુલામ મુજાદિદ મતીઆરીની સામે લશ્કરને પોતાની ફરજોમાંથી ચળાંવવા સંબંધી ગુન્હો કરવા માટે ઇંડીયન પીનલકોડની ૧૩૧ કલમ સાથે વંચાતી ૧૨૦ ખ કલમ પ્રમાણેનો આરોપ છે. અને એ આરોપ રામપુરવાળા મહમદઅલીની પેઠે લશ્કરીઓને પીનલકોડની ૫૦૫ અને ૧૧૪ કલમ પ્રમાણે પોતાની ફરજમાંથી ચળાંવવા માટે, અને ઇન્ડીયન પીનલકોડની ૫૦૫ કલમ પ્રમાણે ૧૦થી વધારે માણસને એ ગુન્હો કરવા માટે મુકવામાં આવેલો છે.

આથી તમને ઉપર જણાવેલા પીર ગુલામ મુજાદીદ મતિઆરીને પકડવાની અને મારી આગળ ઉભો કરવાની સુચના કરવામાં આવે છે. તા. ૧૨મી સપ્ટેંબર ૧૯૨૧

(આવા વોરંટો બીજા ગુનહેગારો સામે કાઢવામાં આવ્યા હતા;)

---

# દેશભક્ત નરરત્નો સામેનો

# ઐતીહાસીક મુકરદમો.

દીવસ પહેલો.

સોમવાર તા. ૨૬મી સપ્ટેમ્બર ૧૯૨૧.

હીંદુસ્તાનના ઇતીહાસમાં સુવર્ણાક્ષરે નોંધાયલો સાત આગે-વાનો સામેનો મુકદમો સુનાવણી માટે કરાંચીમાં તા૦ ૨૬—૯—૨૧ ને દીવસે બંદર રોડપર આવેલા ખાલકદીના હાલમાં સહવારે ૧૧—૫ મીનીટે ત્યાંના એકટીંગ સીટી મેજીસ્ટ્રેટ મી૦ એસ૦ એમ૦ તલાટી સનમુખ નીકળ્યો હતો. આ મુકદમો જેઓ સામે લાવવામાં આવ્યો હતો તેમનાં નામો નીચે પ્રમાણે છે.

(૧) મૌલાના મહમદઅલી (૨) મૌલાના શૌકતઅલી (૩) શંકરાચાર્ય મહારાજ (૪) ડો૦ કીચલુ (૫) મો૦ હુસેન આહમદ (૬) મો૦ નીસાર આહમદ અને ૭મા સીંધના રહીશ પીરગુલામ મુજાદીદ.

ઉકત સાત આગેવાનો સામે હીંદુસ્થાનના ફોજદારી ધારાની ૧૨૦ બી, ૧૩૧ અને ૫૦૫ કલમ હેઠળ કેસ નોંધાવવામાં આવ્યો હતો. આખા હીંદુસ્થાનમાં ચર્ચાસ્પદ થઇ પડેલો આ મુકદમો સાંભળવા આવનારાઓ માટે ત્યાંના જીલ્લા મેજીસ્ટ્રેટ તરફથી ૫૦૦ ટીકીટો કાઢવામાં આવી હતી. જેને માટે અસ-હકારીઓ તરફથી વાંધો લેવામાં આવ્યો અને તેથી સુનાવણીના આગલા દીવસે કોર્ટમાં ન જવું એવો નીશ્ચય કર્યો. આ ઠરાવની ખબર શેહેરમાં ચોતરફ પસરી ગઇ. ૨૦૦૦ લોકો કોર્ટની આજુબાજુ મોટી સંખ્યામાં ભેગાં થયાં હતાં.

બરાબર ૧૧ કલાકે સાતે આગેવાનોને કેદી માટે રાખવામાં આવેલી બંધ મોટરગાડીમાં લાવવામાં આવ્યા. કેસ સાંભળવાને

હોલમાં ૨૦૦ આસામીઓ તથા વર્તમાન પત્રોના પ્રતીનીધીઓ દાખલ થયા હતા. જ્યારે અસહકારીઓ દાખલ થયાજ નહોતા.

સહવારમાં પોલીસના ૧૫૦ માણસોએ હોલનો કબજો લીધો હતો અને હોલની આજુબાજુ તારની વાડ કરી લેવામાં આવી હતી. રાહદારી (ત્યાં જતા આવતા) લોકોની સગવડને ખાતર બંદર રોડના ખાલકદીના હોલને મળતે રસ્તે પોલીસ તથા ઘોડે-સ્વાર ટુકડીઓ રાખવામાં આવી હતી. આશરે ૮ વાગે સહવારમાં ૨૫૦ માણસોના દેશી તથા યુરોપીઅન લશ્કરની ટુકડીને રાઇફલ સાથે હોલની પાછળના ભાગમાં ગોઠવવામાં આવી હતી કે જ્યાં એક મશીનગન પણ મુકવામાં આવ્યું હતું. સુનાવણી માટેના ખાલકદીના હોલમાં મેજીસ્ટ્રેટની ડાબી બાજુએ સરકારી શોર્ટહેંડ રીપોર્ટર તથા સીરેસ્તેદાર અને કારકુન હતા. અને એક ઉરદુ તરજુમો કરનાર દુભાશીઓ જમણી બાજુએ હતા. મેજીસ્ટ્રેટની બેઠકની સામે નીચેની બેઠકમાં જમણી બાજુએ વર્તમાનપત્રોના પ્રતીનીધીઓ, સરકારી ધારાશાસ્ત્રી અને છુપી પોલીસના સુપ્રીન્ટેન્ડન્ટ હતા; જ્યારે ડાબી બાજુએ પહેલી હારમાં સાત (આગેવાનો) તોહમતદારોમાંના મૌલાના મહમદઅલી, મૌલાના હુશેન આહમદ ડૉ૦ કીચલુ અને શ્રી શંકરાચાર્ય હતા. જ્યારે પાછળની બીજી હારમાં મૌલાના નીસાર આહમદ, મૌલાના શૌકતઅલી અને પીર ગુલામ મુજાહીદ હતા.

તાજ તરફથી મુકદમો ચલાવવા સીંધના છુપી પોલીસ ખાતાના સુપ્રીન્ટેન્ડન્ટ મી૦ ફરીની ફરમાસથી મી૦ ટી૦ જી૦ એલફીનસ્ટન બેરીસ્ટર હાજર થયા હતા. મી૦ પરશરામ તોલા-રામ બી૦ એ૦ એલ૦ એલ૦ બી૦ મદદનીસ સરકારી વકીલ તેમને મદદ કરતા રહ્યા હતા. આરોપીઓ તરફથી કોઇ બચાવ કરવા હાજર નહોતું; તેમ તેમણે બચાવ કર્યો નહોતો.

બરાબર ૧૧ કલાકે મુકદમામાં સંડોવાયલા સાતે તોહમતદારોને લઇને કેદીઓ માટેની મોટરવાન હોલ આગળ આવી પહોંચી. ગાડીની આગળ પચાસેક પોલીસના માણસોથી ભરેલી મોટર લોરીઓ હતી જ્યારે પાછળ યુરોપીઅન લશ્કરથી ભરેલી બે મોટર લોરીઓ હતી.

મોટરકાર જેવી બંદરરોડપર આવી પહોંચી કે તુરતજ મોટર ગાડીમાંના સાતે આગેવાનોને ત્યાં ઉભેલા લોકોએ અલ્લાહો અકબર અને વંદેમાતરમ્‌ના ગગન ભેદી અવાજોથી વધાવી લીધા. આગેવાનોને જેવા કોર્ટમાં લાવવામાં આવ્યા કે તરતજ લોકોએ તેમને ઉભા થઇ માન આપ્યું અને જ્યાં સુધી તેઓ ખુરસીપર બેઠા નહીં ત્યાં સુધી તેઓએ પોતાની જગ્યા લીધી નહી. મેજીસ્ટ્રેટે દરેક આરોપીઓને નામ પુછ્યું–મોલાના મહમદઅલીએ જવાબ આપ્યો કે વારંટો કે જે પર નામો છે તે પરથી હમારાં નામ જોઇ શકશો. હમો અસહકારીઓ તરીકે કોઇપણ બાબદમાં કોર્ટને મદદ કરનાર નથી. બીજાઓ તરફથી પણ કોઇ રીતનો જવાબ વળાયો નહોતો. ફક્ત શંકરાચાર્યજીએ જણાવ્યું કે સન્યાસી તરીકે હમો હમારા જન્મ પીતા (દુનીઆઈપીતા)નું નામ તેમ જીંદગી સાથ સંબંધ ધરાવતી સન્યાસ પહેલાંની બીજી બાબદ જણાવી શકીએ નહીં. પરંતુ હમો આત્મીક ( ધારમીક ) પીતાનું નામ જણાવી શકીએ: જે સ્વામી પ્રીતમદેવ છે. ઉમ્મર સંબંધી પણ એવોજ જવાબ આપ્યો હતો.

ફરીઆદ પક્ષના સાહેદોની તપાસ.

સાહેદ આમનશા હાશીમની જુબાની (એકઝીબીટ ૧.)
સરકારી ધારાશાસ્ત્રી–મુકદમાના ફરીઆદી તમો છો.

જ૦—હું છું.

સ૦—સરકારી હુકમ તમારી પાસે છે.

જ૦—હા–મેં આ કેસ કરાંચીના જીલ્લા પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ તથા સરકારના હુકમથી નોંધાવ્યો છે.

સ૦—હુકમ બતાવો. (અત્રે સાક્ષીએ સરકાર તથા જીલ્લા પોલીસ સુપ્રીન્ટેન્ડંટનો હુકમ બતાવતાં તે એકઝીબીટ ૨–૩ દાખલ ફાઇલ કરાયો હતો.

સ૦—તા૦ ૭ મી જુલાઇએ કવેટા મેલ કરાંચીના સ્ટેશન પર આવ્યો ત્યારે તમો ત્યાં હાજર હતા.

જ૦—હા.

સ૦—આ સાત આરોપીઓમાંના કોઇને પણ તમોએ ટ્રેન દ્વારા આવેલા જોયા હતા.

જ૦—હા. મહમદઅલી શૌકતઅલી અને શંકરાચાર્ય.

સ૦—એ લોકોના આવ્યા બાદ શું થયું.

જ૦– એ લોકોને સરઘસના આકારમાં લઇ જવામાં આવ્યા.

સ૦—કોને.

જ૦—આ ત્રણ તોહમતદારોને.

સ૦—અલીબીરાદરો કયાં ગયા.

જ૦—તેઓ તેહેલરામ મુસાફરખાના પાસે કન્યા શાળામાંજ ઉતર્યા હતા. ડૉ૦ કીચલુ પણ ત્યાં હતા.

સ૦—આરોપીઓમાંના બીજા કોઇ ત્યાં ઉતર્યા હતા.

જ૦—ના.

સ૦—જયાં આગળ પરીષદ ભરવામાં આવી તે જગ્યા બંધ હતી.

જ૦—હા. તેમજ હતું.

સ૦—કઇ તારીખે ખીલાફત પરીષદ કરાંચીમાં મળી હતી.

જ૦—તા૦ ૮–૯–૧૦ મી જુલાઇ.

સ૦—કોનફરન્સની દરેક બેઠકમાં તમે હાજર હતા.

જ૦—હા.

સ૦—પહેલે દીવસે કામકાજ ક્યારે શરૂ થયું.

જ૦—સાંજે પાંચ વાગે શરૂ થયું અને દશવાગે પુરૂ થયું.

સ૦—આરોપીઓમાંના બીજા કોઇએ પહેલા દીવસના કામકાજમાં ભાગ લીધો હતો.

જ૦—હા. મહમદઅલીએ પોતાનું પ્રમુખ તરીકેનું ભાષણ વાંચ્યું હતું.

સ૦—પ્રમુખ તરીકેનું ભાષણ વાંચ્યા બાદ મહમદઅલીએ શ્રોતાઓને કાંઇ કહ્યું હતું.

જ૦—ભાષણ વંચાઇ રહ્યા બાદ તેણે કહ્યું હતું કે સબ-જેક્ટ કમીટી મળશે.

સ૦—ચુંટાશે કે મળશે એમ કહ્યું હતું?

જ૦—ચુંટાશે.

સ૦—તેણે સંખ્યા બાબદ કાંઇ કહેલું.

સાક્ષી—હા. દરેક પ્રાંતમાંથી પાંચ, મુબઇમાંથી અને સીંધ-માંથી દસ અને સેંટ્રલ ખીલાફત કમીટીના બધા મેંબરો.

સ૦—સાતમા આરોપી શોકતઅલીને સેંટ્રલ ખીલાફત કમીટી સાથે કાંઇ સંબંધ છે.

જ૦—હા. તે ઓનરરી સેક્રેટરી છે.

સ૦—કન્યા પાઠશાળા આગળ તમારો માણસ કોઇ ડયુટી-પર હતો.

જ૦—હા ચાર માણસો હતાં.

પ૦ પ્રો૦—તેઓએ ત્યાં કોણ ઉતર્યાં હતા તેમનાં નામ આપી રીપોર્ટ કરેલો.

સાક્ષી—હા. મહમદઅલી, શોકતઅલી; ડા૦ કીચલુ અને બીજા કેટલાક.

પ૦ પ્રો૦—સબજેક્ટ કમેટી ક્યાં મળી તે સંબંધમાં તેમણે કોઇએ રીપોર્ટ તમને કર્યો હતો.

સાક્ષી—હા. તે સવારે ૯ થી ૧૧ વાગે નવમી તારીખે મળી હતી.

પ૦ પ્રો૦—અને પાછી ક્યારે મલી.

સાક્ષી૦—આસરે સાંજે સાત વાગે.

પ. પ્રો૦—સભા કયાં મળી હતી.

સાક્ષી—કન્યા પાઠશાળામાં.

સ૦—નવમી જુલાઇએ જ્યારે છઠ્ઠો ઠરાવ પાસ થયો ત્યારે તમો પરીષદમાં હાજર હતા.

જ૦—હા. હું હતો (અત્રે ઠરાવનો તરજુમો સીદ્ધ કરવા સાક્ષીને બતાવ્યો.)

મૌ૦ મહમદઅલી—ઠરાવનો તરજુમો બતાવશો?

મેજી૦—હા. (તે બતાવાયો હતો.)

સ૦—ઠરાવ સભામાં ઓડીઅન્સ સમક્ષ વંચાયો હતો.

જ૦—હા. મહમદઅલીએ તે વાંચ્યો હતો.

સ૦—પહેલા આરોપીએ ઠરાવ વાંચતાં કહ્યું કે આ ઠરાવ ઘણો અગત્યનો છે. અને તેથી હાજર વર્ગે તેને કોનફરન્સના સત્વ તરીકે સમજવો જોઇએ. શું એ હકીકત ખરી છે?

જ૦—હા.

સ૦—ઠરાવ કોણે રજુ કર્યો.

જ૦—નં૦ ૨ ના તોહમતદાર હુશેન આહમદે.

સ૦—ભાષણની શોર્ટ હેંડ નોંધ લેવામાં આવી હતી.

જ૦—હા.

સ૦—કોણે લીધી હતી?

જ૦—લાકત હુસેન ઇન્સપેક્ટર અને શામબહાદુરે.

સ૦—બીજા નંબરના આરોપીના બોલ્યા પછી શું થયું.

જ૦—પીર મુજાદીદે સીંધીમાં તરજુમો કર્યો, અને તેપર બોલ્યાં.

(મૌ૦ હુસેન આહમદ—મારે જાણવું જોઇએ કે તમો ઉર્દૂ શબ્દ વાપરી અંગ્રેજીમાં શું બોલ્યાં

મેજીસ્ટ્રેટ—સાક્ષી કહે છે કે મૌ૦ હુસેન આહમદે ઠરાવ રજુ કર્યો.)

સ૦—"લશ્કરમાં રહેવું એ ગેરકાયદેસર છે" એ શબ્દોનો તરજુમો કેવી રીતે કર્યો.

જ૦—'લશ્કરમાં રહેવું એ ગેર કાયદેસર છે' એ શબ્દનો તરજુમો સીંધીમાં "ફોજમે નોકરી કરના હરામ હૈ" એ પ્રમાણે કર્યો.

સ૦—તરજુમાના વધારામાં વળી કાંઇ બોલેલા !

જ૦—હા. તેઓ વળી બોલેલા.

સ૦—નોંધ કોણે લીધી હતી ?

જ૦—કરમચંદ ઇન્સપેકટર તથા, સબ ઇન્સપેકટર અબદુલાએ.

સ૦—પછી કોણ બોલ્યું.

જ૦—તેમના પછી ડૉ૦ કીચલુ બોલ્યા.

સ૦—કઇ ભાષામાં તે બોલ્યા.

જ૦—ઉર્દૂમાં.

સ૦—એ ઠરાવપર પછી ટેકો કોણ આપીને બોલ્યું.

જ૦—નીસાર આહમદ.

સ૦—કઇ ભાષામાં !

જ૦—ઉર્દૂમાં.

સ૦—ડૉ૦ કીચલુ, તથા નીસાર આહમદના ભાષણની કાંઇ શોર્ટ હેંડ નોંધ લીધી હતી.

જ૦—હા. લાકત હુસેન તથા શામબહાદુરે લીધી હતી.

સ૦—તેમના પછી કોણ બોલ્યું

જ૦—શંકરાચાર્ય.

સ૦—કઇ ભાષામાં.

જ૦—અંગ્રેજીમાં.

સ૦—ભાષણની શોર્ટ હેંડ નોંધ લેવામાં આવી હતી.

જ૦—હા.

સ૦—કોણે લીધી હતી.

જ૦—ટોપનદાસ અને બસરમલે.

સ૦—તેમના બોલવા પછી શું થયું?

જ૦—મહમદઅલીએ કેટલાક શબ્દો બોલી સભાને સંબોધી, કહ્યું કે ઠરાવને જેઓ ટેકો આપતા હોય તેઓ ઉભા થાય.

સ૦—હાજર રહેલાં બધાં ઉભા થયા.

જ૦—હા.

સ.—આ વખતે આરોપી શોકતઅલી હાજર હતા.

જ.—હા.

સ.—તે કયાં હતા.

જ.—ડાયસ (પ્લેટફોર્મ) પર હતા.

સ.—એવો બીજો કોઇ ઠરાવ હતો કે જેને માટે સભાને પાસ કરવા ઉભા થવાનું કહેવામાં આવ્યું હોય.

જ.—ના.

સ.—આસરે કેટલાં માણસો હતા.

જ.—લગભગ બે હજાર.

સ.—કઇ જાતના તેઓ પ્રતીનીધીઓ હતા.

જ.—હીંદુ, મુસલમાન, કેટલાક પઠાન, અને શીખો.

સ.—કોઇ મોલવીઓ હાજર હતા.

જ.—હા.

સ.—નામ કહો કોણ હાજર હતા.

જ.—મોલાના અબ્દુલાબારી, મોલવી તાજમહમદ (અમરોતના) પીર અબ્દુલાશાહ અને બીજાઓ.

સ.—સીંધના કોઇ પીરો પોતાના શીષ્યોને લાવ્યા હતા.

જ.—હા પીર તુરાબઅલીશાહ અને બીજા સરહીંદી અને રસીદીપીરો.

સ.—હીંદના બીજા કોઈ ભાગના પ્રતીનીધીઓ હાજર હતા.

જ.—બંગાળા સિવાય દરેક વિભાગના પ્રતિનીધીઓ હતા.

સ.—કોઈ વિદ્યાર્થીઓ હાજર હતા.

જ.—હા. અલીગઢ કોલેજના કેટલાક વિદ્યાર્થીઓ હાજર હતા.

સ.—તોહમતદારોના ભાષણોએ હાજર વર્ગમાં જુસ્સો ઉશ્કેરેલો ?

જ.—હા.

સ.—સ્થાનીક પેપરના પ્રતીનીધી હાજર હતા.

જ.—હા.

સ.—કોઇ પેપરે પ્રેસીડીંગ છાપ્યું છે.

જ૦—હા.

સ૦—નામ કહો.

જ૦—ન્યુ ટાઇમ્સ, ડેલીગેઝેટ, સીંધ ઓબઝરવર (કરાંચીથી પ્રગટ થતું)

સ૦—તમે મુટાફીક પતવો જોયો છે.

જ૦—હા.

સ૦—તમારી પાસે તેની નકલ છે.

જ૦—હા. (એકઝીબીટ ૪) (અત્રે મૌલાના મહમદઅલીએ ફતવાની નકલ માગી હતી.)

મેજીસ્ટ્રેટ—(મૌલાનાને) તમે તે જોઈ શકશો.

પ–પ્રો–સ૦—તમને તે કયારે મળી.

જ૦—ઓગસ્ટ ૧૯૨૧માં

સ૦—તે અગાઉ કોઇ કોપી મળી હતી.

જ૦—હા. માર્ચ માસમાં મળી હતી. (એકઝીબીટ ૫)

સ૦—માર્ચ માસમાં કેટલી કોપી મળી.

જ૦—બે કોપીઓ.

સ.—ક્યાંથી.

જ.—કરાંચીમાં એક પઠાણ પાસેથી.

સ.—તમને માર્ચ માસમાં મળેલી કોપીપર તોહમતદારો-ઓના કોઇનું નામ છે.

જ.—હા, હુસેનઆહમદ અને નિસાર આહમદ.

સ.—છેલ્લે કોપી તમને કોની પાસેથી મળી.

જ.—ઇન્સ્પેકટર અબ્દુલ ગફુર પાસેથી.

સ.—તે પર કોઈ તોહમતદારનું નામ છે.

જ.—હા. પીર મુજાહીદ, નીસાર આહમદ અને હુસેન આહમદ.

અત્રે સરકારી ઉરદુ દુભાશીયો જે કેસની જુબાનીઓ ઉરદુમાં નોંધતો હતો તેણે આરોપીઓ સમક્ષ જુબાની ઉરદુમાં વાંચી સંભળાવી.

મેજીસ્ટ્રેટે શાક્ષીને કાંઇ પણ સવાલ પુછવા તથા ઉલટ તપાસ કરવા આરોપીઓને કહ્યું પરંતુ તેઓએ તેમ કરવાની ના પાડી હતી. તેઓએ આ તેમજ કોઇપણ સાક્ષીની ઉલટ તપાસ નહોતી કરી.

**સાહેદ—મહમદ બક્ષ ઇલાહી બક્ષ ( એકઝીબીટ ૬ )**

બીજા સાહેદ—મહમદ બક્ષ ઈલાહી બક્ષ શેખ હૈદરાબાદ સીંધના હાલા ડીવીઝનના ડેપ્યુટી કલેકટર હતા. તેમણે સરકારી ધારાશાસ્ત્રીના સવાલમાં નીચે મુજબ જવાબો આપ્યા હતા.

સ૦—તમે ૯ મી જુલાઇએ કરાંચીમાં મળેલી ખીલાફત પરીષદની સાંજની બેઠકમાં હાજર હતા.

જ૦—હા. હું હતો.

સ૦—તેમાં કયા ઠરાવ મુકવામાં આવ્યા હતા.

જ૦—પાંચમો અને છઠ્ઠો.

મ૦—મો (કોર્ટને) સરકારી હુકમ મહેરબાની કરી બતાવો કે જે પરથી કોર્ટ તે સાહેદને બતાવ્યો હતો.

સ૦—છઠ્ઠા ઠરાવનો તરજુમો ખરો છે.

જ૦—(થોડો વખત વીચારીને) હા.

સ૦—શ્રોતાઓ સમક્ષ ઠરાવ કોણે વાંચ્યો હતો.

જ૦—મહમદઅલીએ.

સ૦—ઠરાવ કોણે રજુ કરેલો.

જ૦—બીજા આરોપી હુસેન આહમદે.

સ૦—તે પર વધુ કોણ બોલ્યું.

જ૦—પીર મુજાદીદે સીંધીમાં ટેકો આપ્યો.

સ૦—તેના પછી કોણ બોલ્યું.

જ૦—ડો. કીચલુ.

સ૦—બીજુ કોણ બોલ્યું.

જ૦—હું ધારૂં છું કે નં. ૫ ના આરોપી નીસાર આહમદ.

સ૦ - પછી કોણે.

જ૦—શંકરાચાર્ય કહેવડાવતા ગૃહસ્થ ( છઠ્ઠા આરોપી )

સ૦—છઠ્ઠા આરોપી બોલ્યા પછી શું થયું.

જ૦—મહમદઅલીએ ઠરાવ મતપર મુકી તરફેણ હોય તેને ઉભા થવા કહ્યું.

સ૦—પછી શું થયું.

જ૦—બધા ઉભા થયા.

સ૦—તમે નં. ૭ ના આરોપીને ત્યાર પછી જોયા.

જ૦—હા.

સ૦—તે ક્યાં હતા.

જ૦—પ્લેટફોર્મ ઉપર.

સ૦—તે ઉભા થએલા.

જ૦—હા. બીજા માફક.

સ૦—અત્રે ભરાયેલી ખીલાફત પરીષદની દરેક બેઠકમાં તમે હાજર હતા.

જ૦—હા.

સ૦—બીજા કોઈ ઠરાવ માટે સભાએ ઉભા થઇ દીલસોજી બતાવી હતી.

જ૦—ના.

સ૦—જયારે ઠરાવ મતને માટે મુકવામાં આવ્યો ત્યારે આસરે કેટલાં માણસ હાજર હતાં.

જ૦—હું ધારૂં છું કે આશરે ૩૦૦૦

સ૦—હીંદુની સંખ્યા વધારે હતી કે મુસલમાનોની.

જ૦—અલબત્ત, મુસલમાનોની.

સ૦—કોઈ ઓલમાઓ ત્યાં હાજર હતા.

જ૦—હા.

સ૦—પરીષદમાં આ ઠરાવપરના ભાષણે શ્રોતાઓમાં ઘણો જુસ્સો પેદા કરેલો.

જ૦—હા. (અત્રે આરોપીઓ સમક્ષ પડેલી જુબાનીનો ઉરદુમાં તરજુમો વાંચી સંભળાવવામાં આવ્યો હતો.)

હેડ કોન્સ્ટેબલ કેશવલાલ માધવદાસ (એકઝીબીટ. ૭)

કરાંચીના હેડ કોન્સ્ટેબલ કેશવલાલ માધવદાસ ઉમ્મર વરસ ૩૦ ના એ સરકારી ધારાશાસ્ત્રીના સવાલના જવાબો આપતાં જણાવ્યું કે જુલાઇ માસમાં કરાંચીમાં ભરાયેલી ખીલાફત પરીષદ વખતે હું હાજર હતો. અલીબીરાદરો ડા. કીચલુ વીગેરે કન્યાશાળામાં ઉતર્યા હતા. સાતમી જુલાઇએ રાતના ૧૧ થી એક વાગતા સુધી પહેરાપર હતો. ૮ મી જુલાઇએ સહવારે ૮॥ વાગે મેં આરોપીઓ મહમદઅલી અને શૌકતઅલીને કન્યાશાળામાંથી જતા જોયેલા અને તેઓ બંને સાથેજ નવ વાગે પાછા આવેલા. બપોરે એક વાગે મેં પાછા અલીબીરાદરો અને ડા. કીચલુને

કન્યાશાળામાંથી જતા જોયા. બપોરે એક વાગે હું પહેરાપરથી છુટી બપોરે ત્રણ વાગે પાછો પહેરાપર આવ્યો. ત્રણ વાગે મે બધાને કન્યાશાળામાં આવતા જોયા. અને ચાર વાગે તેઓને ફરીને પાછા જતા જોયા. હું તા. ૮ મીએ રાત્રે નવ વાગે પહેરાપરથી છુટો થયો. વળી નવમીની સહવારે હું ૭ થી ૧૦ વાગતા સુધી પહેરાપર હતો તે વખતે મેં મહમદઅલી તથા ડા. કીચલુને જતા જોયા. પાંચ મીનીટ બાદ શૌકતઅલી પણ ગયા અને ત્રણે સાથે નવ વાગે પાછા આવ્યા તે જોયા. શૌકતઅલી અને કીચલુ એક ગાડીમાં આવ્યા અને મહમદઅલી બીજી ગાડીમાં પાછળ આવ્યા. એ ત્રણે આરોપીઓ ઉપરાંત બીજા ઘણા લોકો તોહમતદારોની આગળ પાછળ પાઠશાળામાં પાછા આવ્યા હતા. હું પહેરાપર સહવારે દશ વાગતા સુધી હતો. અને પાછો બપોરે બે વાગે આવેલો. બપોરે ૨–૧૫ મીનીટે મેં તેઓને પરીષદના મંડપમાંથી કન્યાશાળામાં પાછા ફરતા જોયા. હું બપોરે બેથી રાત્રે નવ વાગતા સુધી પહેરાપર તે દીવસે હતો. પાંચ કે સાત વાગે મેં ઘણા લોકોને કન્યાશાળામાં આવતાં જોયાં. તે લોકો રાત્રે ૮॥ વાગે કન્યાશાળા છોડી ગયા. આ સઘળા આરોપીઓને રાત્રે ૮॥ કે ૮–૪૦ મીનીટે કન્યાશાળામાંથી બહાર જતા મે પાછા જોયા.

**સાહેદ—ફતેહબહાદુર લચમનની જુબાની (એકઝીબીટ ૮)**

ચોથા સાક્ષી ફતેહબહાદુર લચમન (કાયચ) હેડ કૉન્સ્ટેબલ ઉમ્મર વરસ ૩૦ ના એ જુબાની આપતાં સરકારી ધારાશાસ્ત્રીના સવાલના જવાબમાં જણાવ્યું કે જુલાઇ માસમાં હું કરાંચીમાં હતો. ખીલાફત પરીષદ દરમ્યાન અલીબીરાદરો તથા ડૉ. કીચલુ કન્યાશાળામાં ઉતર્યા હતા. તા૦ ૯ મીની સહવારે ૮॥ થી ૧૨ વાગતા સુધી હું કન્યાશાળા આગળ પહેરાપર હતો. ૯॥ વાગે આરોપી ડા. કીચલુ અને શૌકતઅલીને એક ગાડીમાં અને તેની

પાછળની ગાડીમાં મહમદઅલીને આવતા મેં જોયા. ૯ાા અને ૧૧ ની વચ્ચે મેં એ સીવાયના બીજા ઘણા પ્રતીનીધીઓને આવતા જોયેલા. આરોપીઓ ત્રણે સાથે ભારતી કૃષ્ણતીર્થ પણ હતા. શૌકતઅલી મોટેથી બોલતા એટલે તેમનો અવાજ હું સાંભળવાને શકતીવાન હતો. પરંતુ શું બોલતા હતા તે સમજી શકયો નથી. ૯ મી તારીખે સહવારે ૧૧ કલાકે પ્રતીનીધીઓ કન્યાશાળામાંથી મીટીંગ છોડી ગયા. મહમદઅલી, શૌકતઅલી ને ડો. કીચલુ પણ ૧૧–૧૫ મીનીટે મંડપે જવા નીકળ્યા. હું મધ્યરાત્રે ૧૨ વાગે મારા પહેરા પર આવ્યો અને રાત્રે ૧ાા વાગે બધા આરોપીઓને કન્યાશાળામાં પાછા ફરતા જોયા.

## સાહેદ–મહમદ ઉસમાન ગનીની જુબાની(એકઝીબીટ ૯)

સાહેદ મહમદ ઉસમાન ગની ઉમ્મર વરસ ૨૮ છુપી પોલીસ ખાતાના હેડ કોન્સ્ટેબલે જુબાની આપતાં સરકારી ધારાશાસ્ત્રીના સવાલના જવાબમાં જણાવ્યું હતું કે જુલાઇ માસમાં કરાચીમાં મળેલી ખીલાફત પરીષદ વખતે હું હાજર હતો અને અલીબીરાદરો તથા ડો. કીચલુ કન્યાશાળામાં ઉતર્યા હતા.

પરીષદ દરમ્યાન તેઓ ત્યાંજ હતા. ૯ મીની સહવારે ૬ વાગાથી બપોરે ૧૨ વાગા સુધી પહેરાપર હતો. ૯ મીની સવારે ૮–૩૦ વાગે એ ત્રણેને બહાર જતાં જોયાં. મહમદઅલી અને ડો. કીચલુ એક ગાડીમાં ગયા. અને શૌકતઅલી બીજી ગાડીમાં ગયા. ૯ાા વાગે તેઓ પાછા આવ્યા. શૌકતઅલી ને કીચલુ એક ગાડીમાં અને મહમદઅલી બીજી ગાડીમાં આવ્યા તે સવારે મેં બીજા ઘણા માણસોને કન્યાશાળામાં આવતાં જોયાં. તેમાં વેંકટરામ પણ હતા. મીટીંગ ૧૧ વાગે પુરી થઇ હતી. બીજા બધા ૧૧–૧૫ અને ૧–૩૦ વચ્ચે ચાલી ગયા હતા. સબજેકટ કમેટીમાં શું થયું તે હું જાણતો નથી, પણ મેં માત્ર શૌકતઅલીનો

અવાજ સાંભળ્યો હતો. મેં સવારે ૧૧-૧૫ મીનીટે અલીબીરાદરો અને ડૉ. કીચલુને કન્યાશાળામાંથી જતા જોયા હતા. હું પાછો સાંજે ૬ વાગે પહેરાપર આવ્યો. એક વાગ્યા પછી મેં કોઇને ત્યાં પાછા આવતા જોયા નહી (સાક્ષીને અત્રે પબ્લીક પ્રોસીક્યુટરે ભુલ સુધારવા કહ્યું હતું અને તેણે ભુલ સુધારી કહ્યું) કે મેં અલીબીરાદરો અને ડૉ. કીચલુ વગેરેને ૮-૩૦ મીનીટે પાછા આવતા જોયા.

મો. મહમદઅલી—મારે જાણવું જોઇએ કે સાક્ષીએ શું કહ્યું એક વખત તે કહે છે કે સાંજે ૬ વાગા પછી કન્યાશાળામાં કોઇ આવ્યું નહતું.

મેજીસ્ટ્રેટ—સાક્ષીએ માત્ર તેની ભુલજ સુધારી હતી.

મહમદઅલી—તેણે જાતેજ ભુલ સુધારી કે પબલીક પ્રોસીક્યુટરને બરાબર જવાબ જ્યારે ન મળ્યો ત્યારે પાછો સવાલ કરતાં તેણે ભુલ સુધારી.

મેજીસ્ટ્રેટ—પબ્લીક પ્રોસીક્યુટરે માત્ર સવાલજ ફરીથી પુછયો.

મહમદઅલી—આગલા સવાલની નોંધ લીધા પહેલાં તેનો તેજ સવાલ કર્યો કે બીજો સવાલ પુછયો.

મેજીસ્ટ્રેટ—નહીં, તેણે તેનો તેજ સવાલ પુછયો.

મહમદઅલી—તેજ રૂપમાં.

મેજીસ્ટ્રેટ—હા.

સાક્ષીએ સરકારી ધારાશાસ્ત્રીના વધુ સવાલના જવાબ આપતાં જણાવ્યું કે આરોપીઓ સાથે બીજા કોઇ ગએલા નહીં. લોહમતદારોના જવા પછી પાઠશાળામાં જતાં તરતજ બીજાને ૮॥ વાગે જોએલા. મેં એ લોકોને પાઠશાળામાં ભેગા થએલા નહોતા જોયા. મેં પરીષદમાં શોકતઅલીનો અવાજ સાંભળેલા.

## સાહેદ અબદુલ ગફુર લાદરખાન (એકઝીબીટ ૧૦)

સાહેદ અબ્દુલ ગફુર લાદરખાન ઉમર વરસ ૩૮ ના છુપી પોલીસના સબ ઈન્સ્પેકટરે જુબાની આપતાં સરકારી ધારાશાસ્ત્રીના સવાલના જવાબમાં નીચે મુજબ જણાવ્યું હતું.

સ.—૯ મી એ સવારે તમે કન્યાપાઠશાળામાં ગયાં હતાં

જ —હા.

સ.—તમારી સાથે પહેરાપર કોઈ બીજો માણસ હતો.

જ.—હા. બે હેડ કોન્સટેબલો, ફતેહ બહાદુર, અને ઉસમાન ગની.

સ.—કન્યાપાઠશાળામાં શું થાય છે તે બાબદ તેમણે તમને કાંઇ કહ્યું હતું ?

જ.—હા. તેઓએ મને કહ્યું કે સબજેકટ કમીટીની મીટીંગ ત્યાં ભરાવાની તૈયારી થઇ રહી છે.

સ.—તમે કોઇનો પણ અવાજ સાંભળ્યો.

જ.—હા. મેં શૌકતઅલીનો અવાજ સાંભળ્યો.

સ.—કયાંથી કયાં સુધી તમે ત્યાં હાજર હતા.

જ.—સવારે ૧૦ થી ૧૧–૧૫ સુધી,

સ.—સભા બરખાસ્ત કયારે થઇ.

જ.—૧૧–૧૫ કલાકે મીટીંગ બરખાસ્ત થઈ.

સ.—તે જગ્યાએ તમે પાછા ગયા હતા.

જ.—હા. રાતે ૭–૩૦ અને ૮ ની વચ્ચે.

સ.—બીજો કોઇ કોન્સ્ટેબલ ત્યાં પહેરા પર હતો.

જ.—હા. ઉસમાન ગની અને બહાદુર ત્યાં હતા.

સ.—ત્યાં શું થયું તે સંબંધમાં તેમણે કંઇ રીપોર્ટ કર્યો

જ.—હા. તેમણે કહેલું કે કન્યાશાળામાં લોકો ભેગા થતા હતા અને મીટીંગ ભરવામાં આવી હતી.

સ.—તમે મુતાફીક ફતવો જોયો છે.

જ.—હા.

સ.—તમને કોઇ દીવસ તેની નકલ મળી હતિ.

જ.—હા. મને તે ઓગસ્ટમાં મળી હતી જે મેં ઝામિનશાહ ને આપી હતી (અત્રે ઝામનશાહને મળેલી કોપી સાક્ષીને બતાવતાં તેણે તે ઝામનશાહને આપેલી જણાવી (એકઝીબીટ ૪)

સ.—તમને નકલ કોણે આપી હતી.

જ.—પઠાણે.

સ.—તેણે તમને કાંઇ કહેલું ?

જ.—હા. તેણે મને કહેલું કે તમે પોલીસ ખાતામાં નોકરી કરો છો. તેથી આલમાનો ફતવો વાંચો તો ઠીક.

સ.—ફતવાનું તમે શું કર્યું,

જ.—મેં તે વાંચ્યો અને ઝામનશાહને આપ્યો.

સ.—ફતવો તમને કયાં આપ્યો હતો.

જ.—કરાંચીમાં.

**સાતમા સાહેદ લાખત હુશેન સાદીક હુશેનની જુબાની.** (એકઝીબીટ ૧૧)

સ, ધા શા. સ.—જુલાઇ માસમાં કરાંચીમાં ભરવામાં આવેલી ખીલાફત પરીષદમાં તમે સી. આઇ. ડી. રીપોર્ટર તરીકે હાજર હતા.

જ.—હા.

સ.—તમે ઉરદુમાં શોર્ટહેન્ડ લેતાં જાણો છો.

જ.—હા.

સ.—૮ મી જુલાઇએ પરીષદ મળી તેમાં તમો હાજર હતા.

જ.—હા.

સ.—તે દીવસે મહમદઅલી બોલ્યા હતા.

જ.—હા. તે પ્રમુખ હતા ને પ્રમુખ તરીકેનું ભાષણ તેમણે કર્યું હતું.

સ.—ભાષણ પુરૂ થયા પછી મહમદઅલીએ સબજેક્ટ કમીટી માટે કંઇ કહ્યું.

જ.—હા.

સ.—મહમદઅલી સબજેક્ટ કમીટી માટે કઇ ભાષામાં બોલ્યા હતા.

જ.—ઉર્દુમાં.

સ.—ખરેખરી નોંધ લીધી હતી.

જ.—હા.

સ.—મહમદઅલી જે રીતે બોલ્યા તે તમે પુરેપુરૂં નોંધ્યું હતું.

જ.—હા. તે એકઝીબીટ નં. ૧૨માં દાખલ છે.

સ.—૯ મી જુલાઇએ પરીષદમાં છઠ્ઠો ઠરાવ પાસ થયો ત્યારે તમે હાજર હતા.

જ.—હા.

સ.—ઠરાવ કોણે વાંચ્યો.

જ.—મી. મહમદઅલીએ.

સ.—મહમદઅલીએ કંઇ પ્રાસ્તાવીક નોંધ કરી હતી.

જ.—હા. તેણે બે કે ત્રણ લાઈનમાં ટુંક ઇસારો કર્યો હતો.

સ.—તમે પ્રાસ્તાવીક નોંધ તથા ઠરાવની નોંધ શોર્ટહેંડમાં લીધી હતી.

જ.—હા.

સ.—તે ઉર્દુમાં બોલ્યા હતા.

જ.—હા.

સ.—તમોએ શોર્ટહેંડની નોંધ ઉર્દુમાં પુરેપુરી લીધી હતી.

જ.—હા. બહુજ સારી રીતે લીધી હતી.

સ.—તમારી પાસે તેનો તરજુમો છે.

જ.—હા.

સ.—મહમદઅલીએ કહ્યું તેજ તમે લખ્યું છે.

જ.—હા. (એકઝીબીટ નં. ૧૩)

સ.—ઠરાવ કોણે રજુ કર્યો.

જ.—બીજા આરોપી હુશેન આહમદ તે ઠરાવપર પહેલા બોલ્યા.

સ.—તે કઇ ભાષામાં બોલ્યા હતા.

જ.—ઉર્દુમાં.

સ.—તેની તમે સોર્ટહેંડ લીધી છે.

જ.—હા.

સ.—ઉર્દુમાં તૈયાર કરી છે.

જ.—હા. (એકઝીબીટ નં. ૧૪)

સ.—ખરેખર તેઓ જે બોલ્યા તે તમે નોંધ્યા પ્રમાણેજ હતું.

જ.—હા.

સ.—હુશેન અહમદ પછી બીજું કોણ બોલ્યું.

જ.—( નોંધની સામું જોઇને ) પીરગુલામ મુજાદીદ સીધીમાં બોલ્યા.

સ.—તેના પછી કોણ બોલ્યું.

જ.—ડો. કીચલુ.

સ.—કઇ ભાષામાં.

જ.—ઉર્દુમાં.

સ.—તમે ઉર્દુમાંજ શોર્ટહેંડ લીધી છે.

જ—હા.

સ.—તમારી પાસે તેનો ખરો તરજુમો છે.

જ.—હા. (એકઝીબીટ નં. ૧૫)

સ.—ડો. કીચલુએ કહ્યું તે પ્રમાણેજ તમે નોંધ લીધી છે કે.

જ.—હા.

સ.—ડો. કીચલુ પછી કોણ બોલ્યું.

જ.—મૌ. નીસાર આહમદ.

સ.—કઇ ભાષામાં.

જ.—ઉર્દુમાં.

સ.—તેની તમોએ શોર્ટહેંડ લીધી છે.

જ.—હા.

સ.—તે બોલ્યા તેજ પ્રમાણે તમે નોંધ લીધી છે કે.

જ.—હા. હું તે રજુ કરૂં છું (એકજીબીટ નં. ૧૬).

સ.—તેના બોલ્યા પછી શું થયું.

જ.—ગુરૂશંકરાચાર્ય અંગ્રેજીમાં બોલ્યા.

સ.—પછી શું થયું.

જ.—મહમદઅલીએ તે પછી ઉપસંહાર કર્યો.

સ.—કઇ ભાષામાં.

જ.—ઉર્દુમાં.

સ.—તમે તેની શોર્ટહેન્ડ નોંધ લીધી છે.

જ.—હા.

સ.—મહમદઅલી બોલ્યા તેજ પ્રમાણે તમે લખ્યું છે કે

જ.—હા

સ.—તમારી પાસે તે અહીંઆ. છે.

જ.—હા. હું તે રજુ કરૂં છું. (એકજીબીટ નં. ૧૭)

## શાન બહાદરખાંની જુબાની.

સાક્ષી—શાન બાદુરખાંન તે ખાનબહાદુરખાંન પઠાણનો છોકરો–ઉમર વરસ ૩૫ અલ્હાબાદ સી. આઈ. ડી. સબ ઇન્સ-પેક્ટરની જુબાની

સ.—સી. આઈ. ડી. તરફથી તમે ખીલાફત પરીષદમાં શોર્ટહેન્ડ નોટ લખનાર તરીકે હાજર હતા.

જ.—હા સાહેબ.

સ.—તમને ઉર્દુ શોર્ટહેંડ નોંધ લેવાની ટેવ છે.

જ.—હા સાહેબ.

સ.—આઠમી જુલાઇએ તમે હાજર હતા.

જ.—હા.

સ.—આરોપીમાંથી કોઈ બોલ્યું હતું.

જ.—હા. મૌ. મહમદઅલીએ પ્રમુખ તરીકેનું ભાષણ વાંચ્યું હતું મેં તેની નોંધ લીધી નહી હતી પણ લાખતહુશેને લીધી હતી.

સ.—ભાષણ પુરં કર્યા પછી તે સબજેક્ટ કમીટી માટે કંઈ બોલ્યા હતા.

જ.—તે લાખત હુસેને નોંધ લીધી હતી. મેં તો માત્ર જુદા જુદા પ્રાંતના પ્રતીનીધીના નામ અને નંબર નોંધ્યા હતા.

સ.—૯ મી જુલાઇએ સાંજે તમે ત્યાં હાજર હતા.

જ,—હા.

સ.—છઠ્ઠો ઠરાવ કોણે વાંચ્યો.

જ.—હુશેન આહમદે.

સ.—પહેલવહેલ્લો કોણે વાંચ્યો.

જ.—મોલાના મહમદઅલીએ.

સ.—તમે તેની સોર્ટહેન્ડ નોંધ લીધિ છે.

જ.—હા.

સ.—મહમદઅલીએ જે પ્રાસ્તાવીક નોંધ કરેલી તેની તમે સોર્ટહેન્ડ નોંધ કરી છે.

જ.—હા.

સ.—તરજુમો રજુ કરો.

મેજીસ્ટ્રેટ:—(પ. પ્રો.ને) તે ખરૂં છે કે નહીં તે પુછો.

સ.—તે ખરો તરજુમો છે.

જ.—હા.

સ.—મહમદઅલીએ જે પ્રમાણે કહયું તેજ પ્રમાણે તમે લખ્યું છે.

જ.—હા (એકઝીબીટ નં. ૧૯)

સ.—મહમદઅલીના ભાષણ પછી ઠરાવ કોણે રજુ કર્યો.

જ.—મૌલાના હુસેન આહમદે.

સ.—કઇ ભાષામાં.

જ.—ઉર્દુમાં.

સ.—તમે તેની સોર્ટહેન્ડ નોંધ લીધી છે.

જ.—હા.

સ.—તમે તેનો ખરો તરજુમો કર્યો છે.

જ.—હા સાહેબ.

સ.—હુશેનઆહમદ બોલ્યા તેજ પ્રમાણે તમે લખ્યું છે.

જ.—હા. (એકઝીબીટ નં. ૨૦)

સ.—પછી શું થયું.

જ.—ડાકટર કીચલુ બોલ્યા.

સ.—બીજા કંઇ ભાષણો થયા હતા

જ,—હા સાહેબ. સીંધીમાં ને અંગ્રેજીમાં

સ.—ડાકટર કીચલુના ભાષણની નોંધ તમોએ ઉર્દુમાં લીધી હતી.

જ.—હા.

સ.—તે ખરો તરજુમો છે કે

જ.—હા.

સ.—ડાકટર કીચલુએ કહ્યું તેજ પ્રમાણે તમે નોંધ લીધી છે

જ.—હા. (એકઝીબીટ નં. ૨૧)

સ.—ડા. કીચલુ પછી કોણ બોલ્યું.

જ.—મૌલાના નીસાર આહમદ બોલ્યા.

સ.—તે ઉર્દુમાં બોલ્યા હતા.

જ.—હા.

સ.—સોર્ટહેન્ડ નોંધ લીધી છે.

જ.—હા.

સ.—તેનો તરજુમો તમે કર્યો છે.

જ.—હા.

સ.—નાસીર આહમદ બોલ્યા તેજ પ્રમાણે તમે ખરો તરજુમો કર્યો છે કે.

જ.—હા. (એકઝીબીટ નં. ૨૨)

સ.—ભાષણ પુરૂ થયા પછી ઠરાવપર મત લેવા માટે કોણ ઉભું થયું.

જ.—નં. એકનો આરોપી મહમદઅલી.

સ.—કઇ ભાષામાં તે બોલ્યા.

જ.—ઉર્દુમાં.

સ.—તમે તેની સોર્ટહેન્ડ નોંધ લીધી છે.

જ.—ના સાહેબ.

અત્રે કોર્ટ ૨-૧૫ મીનીટે ઉઠી હતી અને પાછી ત્રણ વાગે બેસતાં કોર્ટને મૌલાના મહમદઅલીએ પોતાના ભાષણની નકલો મળવા માટે માગણી કરી હતી જે પરથી મેજીસ્ટ્રેટે જેટલી બનશે તેટલી કાલે આપવામાં આવશે. એમ જણાવ્યું હતું.

સાક્ષી—"ડેઈલી ગેઝેટ"ના ઉપતંત્રી ડબલ્યુ. આર. બર્ન્સની જુબાની ઉમર વરસ ૫૯

સ.—"ડેઇલીગેઝેટ"માં તમે શું હોદ્દો ધરાવો છો

જ.—હું ઉપતંન્ત્રી છું.

સ.—તમારા પ્રતીનીધીએ ૯ મી જુલાઈએ ખીલાફત પરીષદમાં હાજરી આપી હતી.

જ.—હા.

સ.—તેનું નામ શું.

જ.—ટેકચંદ.

સ.—તેનું સરનેઇમ (અટક) શું છે.

જ.—મીરચંદાની.

સ.—૯મી જુલાઇની ખીલાફત પરીષદમાં લીધેલી નોંધ તેણે તમને સ્વાધીન કરી હતી.

જ.—હા.

સ.—અને તેજ નોટને આધારે ૯મી જુલાઇની પરીષદની વીગત પ્રગટ કરી હતી.

જ.—હા.

સ.—મહેરબાની કરીને તમે તમારો તા. ૧૧મી જુલાઇનો અંક રજુ કરશો,

જ.—હા. તે આ રહી

એ પછી પબ્લીક પ્રોસીક્યુટરે છઠ્ઠા ઠરાવ સાથે સંબંધ ધરાવતી નોંધનો ભાગ ફાઇલ કરાવ્યો હતો (સાત પાનાં એક્ઝીબીટ તરીકે દાખલ કરાયાં હતાં એક ગુમ થએલું હતું)

સ.—ગુમ થએલાં પાના બાબદ શું બન્યું તે જાણો છો.

જ.--નહીં સાહેબ—હું નથી જાણતો હમો નહોતા જાણતા કે તે ખોઇશ.

સ.—તમારો પ્રગટ થએલો રીપોર્ટ તમારા રીપોર્ટરે લીધેલી નોંધ મુજબ બરોબર છે કે ?!

જ.—હા. સાહેબ.

## સાહેદ કરમચંદ રામલાલ.

છુપી પોલીસના ઇન્સ્પેકટર સાહેદ કરમચંદ રામલાલે જુબાની આપતાં સરકારી ધારાશાસ્ત્રીના સવાલોના જવાબમાં નીચે મુજબ જણાવ્યું હતું.

સ.—છેલ્લા જુલાઈ માસમાં મળેલી ખીલાફત પરીષદમાં તમે હાજર હતા.

જ.—હા.

સ.—આઠમી જુલાઈએ પ્રમુખે ભાષણ આપ્યું હતું.

જ.—હા.

સ.—કોણે.

જ.—મૌ. મહમદઅલીએ.

સ.—ભાષણ પુરૂ થયા પછી સબજેક્ટ કમીટી માટે તેણે કાંઇ કહ્યું હતું.

જ.—હા. સહવારમાં જે ઠરાવ પાસ કરવાના હતા. તેને માટે સબજેક્ટ કમીટીમાં ચરચા કરવામાં આવશે એવું તે કહ્યું હતું.

સ.—૯મી જુલાઇએ સાંજે છટ્ઠો ઠરાવ પાસ કરવામાં આવ્યો ત્યારે તમે હાજર હતા

જ.—અલબત્ત, હા સાહેબ.

અત્રે સાક્ષીને (એક્ઝીબીટ ૨ વાળો) સરકારી હુકમ ઠરાવના તરજુમાવાળો બતાવી પસાર કરાયલા ઠરાવ મુજબ એ તરજુમાના ખરાપણા બાબદ પુછ્યું જેના ઉતરમાં સાક્ષીએ હા સાહેબ, તે તેમજ હતો એમ જણાવ્યું.

સ.—સભામાં ઠરાવ કોણે વાંચ્યો.

જ.—મહમદઅલીએ.

સ.—કોઇએ તેનો સીંધીમાં તરજુમો કર્યો હતો.

જ.—હા. પીર ગુલામ મુજાદીદે [વાંચ્યો હતો.

સ૦—જયારે તેણે રજુ કર્યો ત્યારે તે કોઈ પેપરમાંથી

જ.—હા. એના હાથમાં એક કાગળ હતો અને તેમાંથી તરજુમો કરતા હતા.

સ.—પીર ગુલામ મુજાદીદ ઠરાવપર કાંઇ બોલ્યા હતા.

જ. હા. અલબત્ત.

સ.—કઇ ભાષામાં.

જ.—સીંધીમાં.

સ.—તમે તેની નોંધ લીધી છે.

જ.—હા.

સ.—નં. ૪ ના તોહમતદાર સીવાય એ ઠરાવપર બીજા કોઇ બોલેલા.

જ.—હા. શૌકતઅલી સીવાય બીજા બધા તોહમતદારો બોલેલા.

સ.—કોણે ઠરાવ મત માટે મુકયો.

જ.—પ્રમુખે.

સ.—પ્રમુખ કોણ હતા.

જ.—મહમદઅલી.

સ.—તેણે સભાને તેઓની મરજી કોઇ પણ માગે બતાવવા કહેલું.

જ.—હા. તેણે કહેલું કે જેઓ ઠરાવને ટેકો આપતા હોય તેઓ ઉભા થાય.

મેજીસ્ટ્રેટ—શું બધા ઉભા થયા હતા.

જ.—હા સાહેબ

સ.—શું શૌકતઅલી પણ ઉભા થયા હતા.

જ.—હા. એ બધા ઉભા થયા હતા.

સ.—તમને યાદ છે કે શૌકતઅલી કયાં હતા.

જ.—મને યાદ છે ત્યાં સુધી કહું છું કે તેઓ પ્લેટફોર્મ પર હતા.

સ૦—૧૦મી જુલાઇએ તમે બહારગામ ગયાં હતા.

જ૦—હા. હું નવસારો ફીરોજ ગયો હતો.

સ૦—આરોપીઓમાંથી કોઇએ તે દીવસે કરાંચી છોડેલું

જ૦—હા. ડા. કીચલુ અને શૌકતઅલીએ; કીચલુ સકકર ગયા અને શૌકતઅલી નવસારો ફીરોજમાં રહ્યા.

સ૦—ત્યાં આગળ તા. ૧૧મી જુલાઇએ રાજદ્વારી પરીષદ હતી.

જ૦—હા. સાહીતી જીલ્લાની પહેલી પરીષદ હતી.

સ૦—શૌકતઅલીએ કોઇ ભાષણ કર્યું હતું.

જ૦—હા.

સ૦—કેટલાં.

જ૦—એક સવારે ને બીજું સાંજે.

સ૦—કઇ ભાષામાં બોલેલા.

જ૦—ઉરદુમાં.

સ૦—ભાષણનો તરજુમો કરાયલો.

જ૦—હા.

સ૦—વાકયે વાકયનો તરજુમો કરી સમજાવાયલો કે સાર કહેલો.

જ૦—સવારે શેખ અબદુલ મજીદે વાકયે વાકયનો તરજુમો કરેલો અને સાંજે ડૉ૦ ચોઇથરામે સીંધીમાં તેના ભાષણનો ભાવાર્થ કહેલો.

સ૦—શૌકતઅલીના ભાષણની કોઇપણ નોંધ લીધી છે.

જ૦—હા.

સ૦—સાંજના ભાષણની નોંધ લીધેલી.

જ૦—હા. ઉરદુમાં લીધેલી.

સ૦—તમે ઉરદુ જાણો છો.

જ૦—હા. હું મેટરીક સુધી ઉરદુ કલાસમાં હતો. અને પરસ્યન અને ઉરદુ મારા ખાસ વિષય હતા. સાક્ષીએ તે પછી નોધ અને ફેર કોપી રજુ કરી (એકઝીબીટ ૨૭)

મેજીસ્ટ્રેટ—(પ. પ્રો. ને) હજી કેટલા સાક્ષી બાકી છે.

જ૦—મારી પાસે સાક્ષીઓ છે પણ તેઓને આવતીકાલ માટે સમન કરાયલા છે, તેમાંના કેટલાક બહારગામના છે અને તેઓ હજી સુધી આવી પહોંચ્યા નથી.

મૌલાના મહમદઅલી-( મેજીસ્ટ્રેટને ) મેં ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટને કહ્યું છે કે અમે જેલમાં બધા સાથે રહી શકીએ એવો બંદોબસ્ત થવો જોઇએ. કે જેથી અમે પરસ્પર એક બીજાની સાથે વીચારો કરી શકીએ. અને હમારા સ્ટેટમેન્ટ બનાવી શકીએ. પરંતુ હજુ લગી હમને કાંઇ જવાબ મળ્યો નથી હમારા સાથે રહેવામાં શું વાંધા જેવું લાગે છે તે મારાથી સમજી શકાતું

નથી. જોઇએ તો રક્ષણ માટે ડબલ કે ત્રબલ (બેવડી કે તેવડી) મીલીટરી ગાર્ડ રાખો અથવા તો ચારઘણી મીલીટરી ગાર્ડ રાખો. (હસાહસ) વળી હમારે ઇસ્લામના કાયદા જાણનાર અબ્દુલ કલામ આઝાદ સાહેબ અને અબ્દુલા બારી સાહેબને મળવું છે કે જેઓ અત્યારે કરાંચીમાં છે. હમો હમારૂં સ્ટેટમેંટ તેઓ સાથે ઇસ્લામીક કાયદાઓ બાબદ મસલત કરીને તૈયાર કરવા માંગીએ છીએ.

મેજીસ્ટ્રેટ—તે મારૂં કામ નથી. જેલ સુપીન્ટેન્ડંટનું કામ છે. મારાથી વચ્ચે પડાય નહીં દિવસના બે કલાક તમોને સાથે હમારી રાખવામાં આવે છે એવું મારી જાણમાં આવ્યું છે.

મહમદઅલી—હા. પણ તે વખત પુરતો નથી.

મેજીસ્ટ્રેટ—ત્યારે તમો જેલ સુપ્રીન્ટેન્ડન્ટને કહો.

મહમદઅલી—મેં ડીસ્ત્રીકટ મેજીસ્ટ્રેટને સુપ્રીન્ટેન્ડન્ટ માર ફત લખ્યું હતું પણ તે તમારી સાથે વાતચીત કર્યા વગર વિરૂદ્ધ નીકાલ કરે તો પછી શું થાય.

મેજીસ્ટ્રેટ—હું વચ્ચે પડી શકતો નથી તમારે યોગ્ય માર્ગે જવું જોઈએ.

મહમદઅલી—યોગ્ય માર્ગ તે તમો (મેજીસ્ટ્રેટ) છો.

મેજીસ્ટ્રેટ—હું તેમ નથી ધારતો.

મોલાના મહમદઅલીએ અત્રે ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ પાસે વીઝાગાપટ્ટમના ડીસ્ત્રીકટ મેજીસ્ટ્રેટે મોકલેલા કાગળની માંગણી કરતાં જણાવ્યું કે જ્યારે મને વોલ્ટર જેલમાંથી કરાંચી મોકલવામાં આવ્યો ત્યારે જે કાગળ મોકલવામાં આવેલા તે મને પાછા મળવા જોઇએ વોલ્ટરના સ્ટેશનપર મને પકડતી વખતે મારા નોકર પાસેથી મંગાવેલી પેટીમાં તે હતા. મારે તેમાંથી કેટલાક કાગળો મારી ધર્મપત્નીપર મોકલવા છે અને કેટલાક મારે સ્ટેટમેંટ બનાવવામાં જરૂરી છે.

મેજીસ્ટ્રેટ—તમારા કાગળો જે લઇ લેવામાં આવેલા તે

મુકદ્દમામાં ઉપયોગી હોવાથી અહીં આપણી પાસે છે તેમાંના છત્રીસ તમારી પત્નીને મોકલાયાં છે. અગીઆર કાગળો જરૂરી પગલાં લેવા સીમલે મોકલવામાં આવ્યા છે. અત્રે રાખેલા છ કાગળો જ્યારે એકઝીબીટ તરીકે દાખલ કરાશે ત્યારે તમોને બતાવવામાં આવશે.

મહમદઅલી—હું નથી સમજી શકતો કે કયા કાયદાના આધારે તે કાગળો અટકાવી રખાયા—મેજીસ્ટ્રેટને વધુમાં જણાવ્યું કે મને જાણવા દો કે છ કાગળો કયા છે. મેજીસ્ટ્રેટે અત્રે કાગળોનું લીસ્ટ વાંચતાં મહમદઅલીએ જણાવ્યું કે હું બેલગામ જીલ્લા કોનફરન્સને લગતા કાગળો ખાસ માંગતો હતો.

મેજીસ્ટ્રેટે જણાવ્યું કે એકઝીબીટ નોંધાયા પછી તમને તે કાગળો બતાવવામાં આવશે. હવે તમે રાજી છોને.

મહમદઅલી—હા.

અત્રે કોર્ટ ૩-૪૦ મીનીટે ઉઠી હતી ત્યાર પછી આરોપીઓને કેદીઓની બંધ ગાડીમાં આગળ પાછળ યુરોપીઅન લશ્કરથી ભરેલી બે મોટર લોરીઓ રાખી લઇ જવામાં આવતા ખાલકદીના હોલની બહાર ઉભેલા લોકોએ અલ્લાહો અકબરના ગગનભેદી અવાજથી વધાવી લીધા હતા.

---

## દીવસ બીજો

મંગળવાર તા. ૨૭ સપ્ટેંબર ૧૯૨૧.

અલીબીરાદરો અને બીજા દેશનેતાઓના મુકરદમાની તપાસ આજે ખાલકદીના હોલ (કરાંચી)માં નીકળી હતી આજે પણ લસ્કરી બંદોબસ્ત ગઇ કાલના જેવોજ હતો, કેદિઓને લાવવાના મોટરવાનમાં આ દેશભક્ત આગેવાનોને આગલા દીવસની માફકજ લાવવામાં આવ્યા હતા. અને બહાર ટોળે મળી ઉભેલા લોકોના ટોળાંએ તેઓ આવી પહોંચતાં હર્ષભેર આવકાર ઉભા

થઇને તેમજ હાથ હલાવીને આપ્યો હતો. જેનો હસ્તે મુખડે સ્વીકાર કરતાં નમન કરી સ્વીકાર કર્યો હતો. મેજીસ્ટ્રેટ મી. તલાટી ૧૧ વાગે હોલમાં આવી પહોંચ્યા હતા અને મુકદમાની સુનાવણી શરૂ કરવામાં આવી હતી.

**કરનલ વી. ઇ. ગ્વાયરની જુબાની (એકઝીબીટ ૨૮)**

પહેલા સાહેદ કરનલ વી. ઇ. ગ્વાયર જેઓ કરાંચીના કમાન્ડર છે તેમણે જુબાની આપતાં પબ્લીક પ્રોસીકયુટરના સવાલના જવાબમાં નીચે પ્રમાણે જુબાની આપી હતી.

સ૦—જે ફોર્મ સોલજરો લશ્કરમાં દાખલ થતાં સાધારણ રીતે ભરે છે તે ફોર્મ આપો. ( સાહેદે ફોર્મ રજુ કર્યું. ) (એકઝીબીટ ૨૯.)

સ૦—લડાઈના વખત દરમ્યાન હીંદી લશ્કરીઓ ફોર્મ ભરે છે તે રજુ કરો. (સાહેદે ફોર્મ રજુ કર્યું) (એકઝીબીટ ૩૦)

સ૦—એક અથવા બીજા ફોર્મ હેઠળ હીંદી લશ્કરમાં લડવાની આવડતવાળા લશ્કરીઓ દાખલ થઈ શકે છે.

જ૦—હા.

સ૦—હીંદી લશ્કરમાં દાખલ થએલા દરેક લશ્કરીઓ મુકરર વખત માટે નોકરી કરવા બંધાય છે.

જ૦—હા.

સ૦—બીજા ફોર્મપર સહી કરનાર કેટલા વખત માટે નોકરી કરવા બંધાયલા છે.

જ૦—લડાઈ પછી ૬ મહીના પુરા થતાં સુધી.

સ૦—લડાઈના અંતની તારીખ નક્કી થએલી છે.

જ૦—હા. ૧૯૨૧ ની પહેલી સપટેંબરથી.

સ૦—પહેલા ફોર્મ હેઠળ લશ્કરી માણસે ઓછામાં ઓછા કેટલા વખત માટે નોકરી કરવાની.

જ૦—૪ વરસ.

સ૦—પહેલા નંબરનું પ્રારમ ૪ વરસ, ૫ વરસ અને ૧૦

વરસ બતાવે છે. તો સહી કરનારા આમાંથી એક માટે સહી કરે છે.

જ.—હા.

સ—૫ અને ૧૦ વરસ માટે સહી કરનારા લશ્કરીઓ તે મુદત પહેલાં છોડી જવા હક ધરાવે છે.

જ—ના.

સ૦—ફારમમાં લખેલી મુદત પુરી થયા પછી ક્લોઝ ૧૪ પેરા એ માં જણાવેલી શરતો પુરી ન કરી હોય તો તે રાજીનામું આપી શકે ખરો?

જ૦—ના. તેઓએ બે શરતો પુરી ન પાડી હોય તો રાખવામાં આવે.

સ૦—ક્લોઝ ૧૪નો બીજો પેરેગ્રાફ ફક્ત રીઝર્વીસ્ટોનેજ લાગુ પડે છે એ ખરૂં છે?

જ૦—હા.

સ૦—ફોજની સંખ્યા (સ્ટ્રેન્થ) કઈ રૂઢીએ રાખવામાં આવે છે.

જ૦—સાધારણ રૂઢી એ છે કે કોઇપણ રેજીમેંટમાં જયારે સ્થાપીત કરાયલી સંખ્યા (સ્ટ્રેન્થ) હેઠળ લશ્કરીઓ હોય છે. ત્યારે તેજ રેજીમેંટમાંથી રીક્રુટીંગ પારટીઓ મોકલવામાં આવે છે.

સ૦—દરેક રેજીમેંટો એજ રૂઢીએ અથવા બીજી કોઇ રીતે રાખવામાં આવે છે.

જ૦—આ રૂઢીથી.

સ૦—રીક્રુટીંગ પાર્ટીમાં સોલજરો જો લશ્કરમાં લોકોને જોડાવા ઉત્તેજીત ન કરી શકે તો શું રેજીમેંટની સંખ્યા ટકાવી શકાય ખરૂં?

જ—ના૦

સ.—તમારો હોદ્દો શું છે.

જ.—હું વેસ્ટર્ન કમાન્ડના જનરલ સ્ટાફનો કરનલ હું.

સ.—તમને વેસ્ટર્ન કમાન્ડમાંની રેજીમેંટમાંથી કોઇપણ લીફ્લેટ (ચોપાનીઉં) મળ્યું છે કે જેમાં સોલજરોએ લશ્કરમાં નોકરી નહીં કરવાની વીનંતી કરી હોય.

જ.—હા.

સ.—તે રજુ કરો. (સાક્ષીએ તે એક્ઝીબીટ ૩૧ એ. બી. સી તરીકે રજુ કર્યું.)

સ.—આ ત્રણ લીફ્લેટો તમને અસલ કવરમાં મળેલાં.

જ.—હા.

સ.—આ ત્રણ ઉપરાંત બીજાં પણ મળેલાં.

જ.—હા.

સ.—આ લીફ્લેટો (ચોપાનીઆંઓ] મળ્યાંનો રેજીમેંટમાંથી તમને રીપોર્ટ મળ્યો છે.

જ.—હા.

સ.—કેટલી રેજીમેંટ ત્યાં છે.

જ.—સાત.

સ.— રેજીમેંટના લશ્કરીઓની રીક્રુટિંગ પારટી બનેલી છે.

જ.—હા.

સ.—રીક્રુટીંગ પારટિની ફરજ (ડયુટી) શું છે.

જ.—લોકોને લશ્કરમાં દાખલ થવા લલચાવવા.

આ સાહેદની ઉલટ તપાસ થઇ નથી.

**સાહેદ જેરામની જુબાની (એકઝીબીટ ૩૨)**

બીજા સાહેદ જેરામ આલીવર, વડોદરાની ૯૮ મી ઈનફન-ટ્રીના સુબેદાર મેજર હતા. જેમણે સરકારી ધારાશાસ્ત્રીના સવા-લોના જવાબમાં નીચે મુજબ જુબાની આપી હતી.

સ૦—તમારી રેજીમેંટમાં આવતી ટપાલ સેન્સર કરાય છે.

જ૦—હા.

સ૦—સેન્સરીંગ (તપાસનું) કામ કોણ કરે છે.

જ૦—હું.

સ૦—ક્યારથી આ રીવાજ છે.

જ૦—લડાઈના વખતથી.

૫૦ પ્રો૦—( સીરસ્તદારને ) સાહેદને લીફલેટ બતાવો. (સાક્ષીને)- આવું એકાદ લીફલેટ પણ મળેલું.

સા૦—હા. બીજી અને ત્રીજી ઓગસ્ટે પોસ્ટમાં એવાં બાર કવરો હતાં. મેં તે કવરોમાંનું એક ઉઘાડયું, જે આવીજ નોટીસનું નીકળ્યું.

સ.—ખોલીને તેમાં શું હતું તે જોયા પછી તમે બીજાં પણ ઉઘાડેલાં.

જ૦—ના.

સ૦—તેનું તમે શું કર્યું.

જ૦—મેં બધાં બારે કવરો મારા કમાન્ડીંગ ઓફીસરને આપ્યાં.

સ૦—તે પછી તેનું શું કર્યું.

જ૦—તેમાંનું એક તેમણે વાંચ્યું અને બાકીનાં તેમણે તેમનાં ગજવામાં મુક્યાં.

સ૦—તે પર કોના નામનાં સરનામાં હતાં.

જ૦—મારી રેજીમેંટમાંના મોહમેડન ઓફીસરોના

(ઉલટ તપાસ આ સાહેદની થઇ નથી.)

જાટ સરદાર સાહેદ અઝીઝુદીનની જુબાની (એકઝીબીટ ૩૩)

સ૦—૧.મારી રેજીમેંટના સુબેદાર મેજર થોડા વખતની રજાપર ગયા હતા.

જ૦—હા. પહેલી જુને.

સ૦—કેટલા વખતની.

જ૦—બે માસની.

સ૦—તેની જગ્યાએ એકટીંગ (કામચલાઉ) કોણ હતું.

જ૦—હું તેની જગ્યાએ સુબેદાર તરીકે કામચલાઉ હતો.

સ૦—તમારા હીંદી રેજીમેંટમાં આવતી ટપાલ એ બે મહિનામાં સેનસર કરાયલી (તેમાં કાંઇ મના કરાયલું છે કે કેમ તે તપાસાયલું)

જ૦—હા. હું તે તપાસતો હતો.

૫૦ પ્રો૦ (સીરેસ્તેદારને) લીફલેટોમાંનું એક સાહેદને બતાવો. (સાક્ષીને) આવાં કોઇ લીફલેટો તમારા વખતમાં મળેલાં.

જ૦—મને મારી રેજીમેંટમાં આવાં ૧૦ કવરો મળેલાં.

સ૦—આમાંનું પહેલું કયારે મળેલું.

જ૦—લગભગ ૨૦ મી જુલાઈએ બે કવરો મળેલાં.

સ૦—બીજાં કયારે આવ્યાં.

જ૦—જુલાઇના છેલ્લા અઠવાડીઆમાં.

સ૦—તમારી પાસે એવું કોઈ મળેલું લીફલેટ છે.

જ૦—મારી પાસે એક છે. (એકઝીબીટ ૩૪ દાખલ કરાઇલ)

સ૦—આ અસલ કવરમાંનું છે.

જ૦—હા.

સ૦—બીજાં નવનું શું કરેલું.

જ૦—મેં બધાં કવરો કમાન્ડીંગ ઓફીસરને આપી દીધેલા.

સ૦—તે દસ કવરો કોના સરનામાના હતા.

જ૦—રેજીમેંટમાંના મુસલીમ ઓફીસરોના.

સ૦—તેમાંના બે જણાએ પેનશન લઇ રેજીમેંટ છોડેલી છે એ વાત ખરી છે.

જ૦—હા.

**સુબેદાર મહમદ હાસીમની જુબાની (એકઝીબીટ ૩૫)**

સુબેદાર મહમદ હાસીમ ઉપર ૪૫ સુબેદાર ૧૦૬ પાયોનીઅર કવેટા.

સ૦—કેટલાક વખતપર બીજી રેજીમેંટો સાથે તમારી ટોળી ભેળાયલી.

જ૦—હા. લાહોરમાં ૨-૧૨ પાયોનીઅર સાથે.

સ૦—ત્યારે તમારી પોતાની રેજીમેંટ કયાં કામ કરતી હતી.

જ૦—મેસોપોટેમીઆમાં.

સ૦—તમારી ટોળીને પાછી ડેપોમાં કયારે મોકલાયલી.

જ૦—ક્વેટામાં ૧૯૨૦ના સપ્ટેમ્બર માસના પહેલા અઠ-વાડીઆમાં.

૫૦ પ્રો૦—(કોર્ટને) સાક્ષીને લીફલેટ બતાવો. સાક્ષીને તે બતાવી પુછવામાં આવ્યું કે તમને બતાવ્યું તેવું કોઇ લીફ-લેટ મળેલું.

સા૦—હા. મને એક એવું કવર ૧૯૨૧ ના ઓગસ્ટ માસની આખરે ક્વેટામાં મળેલું. (એકઝીબીટ ૩૬)

સ૦—જયારે તે તમોને મળ્યું તે આજથી કેટલા વખત પહેલાં મળેલું.

સા૦—લગભગ એક માસ.

સ૦—એ મળયા પછી તમારી રેજીમેંટને બીજાં કોઇ વધુ મળ્યાં હતાં.

સા૦—અઠવાડીઆ પછી ચાર કે પાંચ કવરો પેનશનપર જેઓ ગએલા છે તેઓના નામનાં મળેલા.

સ૦—જમાદારના કાગળનું શું કીધું.

સા૦—જમાદાર મારી સાથે હતા. તેણે તે કવર વાંચ્યા પછી મને પાછું આપ્યું.

સ૦—જેઓ જતા રહેલા તેમના સરનામાવાળા કાગળોનું શું કર્યું. તમે ખોલીને જોયા ?

સા૦—મેં નહોતા ખોલ્યા પરંતુ સુબેદાર મેજરને આપ્યા. જેમણે કમાન્ડીંગ ઓફીસરને સપુરદ કર્યા.

સ૦—તે ચાર કવરોમાં શું હતું.

સા૦—એનાં જેવાંજ લીફલેટો.

**સાહેદ ટી. કે. જસવાની** (એકઝીબીટ ૩૭)

ન્યુ ટાઇમ્સના તંત્રી મી. ટી. કે. જસવાની ઉમ્મર ૨૭ વરસનાએ તાજ તરફના ધારાશાસ્ત્રીના સવાલના જવાબમાં જુબાની આપતાં નીચે મુજબ જણાવ્યું હતું.

સ૦—તમે ન્યુ ટાઇમ્સના તંત્રી છો.

જ૦—હા.

સ૦—જુલાઇ માસમાં મળેલી ખીલાફત પરીષદમાં તમારો પ્રતીનીધી હાજર હતો.

જ૦—મી. મોતવાની અને પરદેશાની નામના પ્રતીનીધીઓ હાજર હતા.

સ૦—આ બેમાંથી કયો પ્રતીનીધી તા. ૯ મી જુલાઈની સાંજે હાજર હતો.

જ૦—ભાઇ પરદેશાની.

સ૦—તે સાંજે થએલા કામકાજનો રીપોર્ટ તેણે તમને આપ્યો.

જ૦—હા.

સ૦—તમે તમારા તા. ૧૧ જુલાઇના અંકમાં તેના રીપોર્ટમાંથી થએલું કામકાજ પ્રગટ કર્યું.

જ૦—હા.

સ૦—તમે તમારો તા. ૧૧ મી જુલાઇનો અંક રજુ કરશો. (અને સાક્ષીએ તે એકઝીબીટ ૩૮ તરીકે દાખલ કર્યો હતો.)

પ૦ પ્રો૦—( કોર્ટને ) પાનાં ૪ અને પાંચજ ફક્ત જરૂરનાં છે. (સાક્ષીને) તમે તા૦ ૧૮ જુલાઈએ કોન્ફરન્સના ઠરાવ બાબદનો રીપોર્ટ પ્રગટ કર્યો હતો.

સાક્ષી—હા. મેં તે સમાચાર તરીકે ઠરાવ બાબદનો રીપોર્ટ પ્રગટ કર્યો.

સ૦—તમે તા૦ ૧૮ મી જુલાઇનો અંક રજુ કરશો. ( અને સાક્ષીએ તે રજુ કરતાં એકઝીબીટ ૩૯ તરીકે દાખલ કરાયો ).

સ૦—તમે સત્તાવાર કેમ માન્યો ?!

જ૦—તા૦ ૧૧ જુલાઈના અંકમાં ઠરાવનો જે તરજુમો છપાયલો તે ભુલ ભર્યો છે એમ જાણતાં મેં ભાઇ મહમદખાનને ખરા તરજુમાની નકલ બધા ઠરાવોની આપવા કહેલું.

મેજીસ્ટ્રેટ—તેણે તમને મોકલી અને તમે તા. ૧૮ મી ના અંકમાં છાપી.

જ૦—હા.

સ૦—ત્યારે તમારા તા૦ ૧૧ મી જુલાઈના અંકમાં બીજા ઠરાવોનો તરજુમો છપાયો છે તે પણ ખોટો છે ને ?!

જ૦—કદાચ તેમ પણ હોય.

સ૦—મહમદખાન ખીલાફત કમીટીમાં શું ઓદ્દો ધરાવે છે.

જ.—તે સીંધ પ્રાંતીક ખીલાફત પરીષદના સેક્રેટરી છે.

સ૦—તમારા રીપોર્ટરે ૧૧ જુલાઇના પ્રોસીડીંગની નોંધ જે લીધેલી તે તમારી પાસે છે.

જ૦—નહીં, તે સંભાળી રાખી નથી. પરીષદની કોઇ પણ નોંધની નકલ મને મળી શકી નથી કારણ હમો તે લાંબો વખત રાખી મુકતા નથી.

સ૦—કેટલોક વખત તો રાખો છોને.

જ૦—હા. લગભગ એક માસ સુધી.

**ડેપ્યુટી પોલીસ કમીસ્નર મી. કેલીની જુબાની**
( એકઝીબીટ ૪૦ )

મુંબાઇના ડેપ્યુટી પોલીસ કમીસ્નર મી. કેલી ઉંમર ૪૧ વરસનાની જુબાની.

સ૦—તમને મુંબઇની સેંટ્રલ ખીલાફત ઓફીસની ઝડતી લેવાનું વારંટ મળ્યું હતું.

જ૦—હા.

સ૦—તમે ઓફીસમાં કયારે ગયા.

જ૦—તા. ૨૦ સપટેંબરની બપોરે બે વાગે.

સ૦—તમે ત્યાં કોઇ માણસને જોયા.

જ૦—ખીલાફત ઓફીસના સુપ્રીનટેન્ડટ ભાઇ અબ્દુલ ગની.

સ૦—વારંટની રૂએ તમે મુતાફીક ફતવાની નકલ માટે તેની પાસે માંગણી કરી.

જ૦—હા.

સ૦—તેણે એમ કહ્યું ખરૂં કે ઓફીસમાં કોપી છે.

જ૦—તેણે કહ્યું કે કોઇ નથી.

સ૦—પછી તમે તેને કાંઈ વધારે કહ્યું.

જ૦—મેં તેને કહ્યું કે તમને કોઇ મળેલી છે કે નહીં. અને તેમને થોડી મળી હતી.

સ૦—તમે જાણો છો કે તેમની પાસે એકાદ કોપી પણ પહેલાં હશે.

જ૦—હું એમ ધારતો હતો કે તેમણે પ્રગટ કરેલા ચોપાનીઆમાં દાખલ થએલી હોવાથી એકાદ કોપી તો હશે.

સ૦—પેમફલેટ કયારે બહાર પડયું.

જ૦—જુલાઇ કે ઓગસ્ટ માસમાં.

સ૦—જુલાઇની શરૂઆતમાં કે જુલાઇની આખરે.

જ૦—આખરે.

સ૦—તમે અબ્દુલગનીને પુછેલું ખરૂં કે તમારી પાસે હતી તે કોપી પ્રેસમાં મોકલેલી.

જ૦—મેં પુછયું હતું પણ તેણે ના કહી.

સ૦—તમે અબ્દુલગનીને પુછેલું ખરૂં કે ફતવાની નકલ વહેંચવાને માટે તેમને કેટલી મળી.

જ૦—હા.

અત્રે મોલાના મહમદઅલીએ કોર્ટને વીનતી કરતાં કહ્યું કે સાક્ષીને મોટેથી બોલવા કહેવું.

મેજીસ્ટ્રેટ—તમારે કાંઇ કહેવું હોય તો ઉભા થાવ. જે પરથી મૌલાના મહમદઅલીએ ઉભા થઇ પોતાની વીનતી ફરીથી કહેતા કહ્યું કે એ મેં કોર્ટને નહીં પણ સાક્ષીને કહ્યું હતું. પ્ર. પ્રો. એ-(કોર્ટ પાસે) મુંબઇથી આવેલા કાગળો માંગતાં કોર્ટે તે આપ્યાથી તે સાક્ષીને બતાવાયા—અને પુછવામાં આવ્યું કે આ શું છે જેના જવાબમાં ખીલાફત લીટરેચર સ્ટોક રજીસ્ટર જણાવાયું હતું. ( એકઝીબીટ દાખલ ૪૧. )

સ.—અબ્દુલગનીએ તમને મુતાફીક પ્રતવાની એન્ટ્રી બતાવી હતી.

જ.—હા.

સ.—એ એન્ટ્રીમાં શું છે.

જ.—૧૯૨૧ના ફેબરૂઆરીમાં પ્રતવાની ૨૪૦ નકલ સેંટ્રલ ખીલાફત કમીટીને મળી હતી. અને ફેબરૂઆરી, માર્ચ એપ્રીલ અને મે મહીનામાં વહેંચવામાં આવી હતી. ( એકઝીબીટ તરીકે એન્ટ્રી દાખલ કરાઈ. )

સ.—મૌલાના શૌકતઅલી ખીલાફત કમીટીના સેક્રેટરી છે એવું બતાવનારા ઓચરીઆં માટે તમે અબ્દુલ ગનીને પૂછ્યું હતું.

જ.—હા.

સ.—તેણે શું રજુ કર્યું.

જ૦—શૌકતઅલી સેક્રેટરી નીમાયા તે મીનીટ બુકમાં નોંધેલું બતાવ્યું (એકઝીબીટ ૪૨)

સ૦—તમે મીનીટ બુક લીધી.

જ૦—હા.

સ૦—ડોકટર કીચલુ અને મૌલાના મહમદઅલી સેંટ્રલ ખીલાફત કમીટીના સભાસદ તરીકે નીમાયા એવું બતાવનારી મીનીટ બુક તમે માંગી હતી.

જ૦—હા.

સ૦—અબ્દુલ ગનીએ તમને તે આપી.

જ૦—ના. તેણે કહ્યું કે મોઆઝમઅલી દીલ્હી લઇ ગયા છે.

સ૦—ઝડતીનું કામ પુરું કર્યા પછી તમે ફતવાની કોપી હાથ કરવા વાસ્તે શું પગલાં ભર્યાં.

જ૦—મેં પ્રેસમાં માણસને મોકલ્યો કે ફતવાની કોપી સેંટ્રલ ખીલાફત ઓફીસમાંથી મોકલવામાં આવેલી તે ત્યાં છે કે નહીં. તેણે કહ્યું કે પ્રેસમાં કાગળો છે.

સ૦—બીજાં શું પગલાં ભર્યાં.

જ૦—મેં બીજા એક ઓફીસરને પ્રેસમાં મુતાફીક ફતવાની નકલ સેંટ્રલ ખીલાફત કમીટીએ મોકલેલી તે ત્યાં છે કે નહીં તે તપાસ કરવા વાસ્તે મોકલ્યો તે પાછો આવ્યો ને કહ્યું કે તે ત્યાં છે.

સ૦—છાપનારનું નામ શું છે.

જ૦—મહમદ અહમદ.

સ૦—મહમદ અહમદે આપેલા કાગળો રજુ કરશો ? આ પરથી સાક્ષીએ દાખલ કર્યા. એકઝીબીટ ૪૩ એ. બી.

સ૦—તમે શૌકતઅલીને પકડયા.

જ૦—હા.

સ૦—ક્યારે

જ૦—તા. ૧૬ મી સપટેંબરના પ્રાતઃકાળમાં.

સ૦—ક્યાંથી.

જ૦—મુબઇની ખીલાફત ઓફીસમાંથી.

સાહેદ ટેકચંદ હેમનદાસની જુબાની. (એકઝીબીટ ૪૪)

સાહેદ—ટેકચંદ હેમનદાસ ઉમ્મર વરસ ૨૬ હેડમાસ્તર-ન્યુ હાઇસ્કુલ કરાંચીની જુબાની લેવાતાં તેમણે સરકારી ધારાશાસ્ત્રીના સવાલના જવાબમાં નીચે મુજબ જુબાની આપી હતી.

સ૦—મી. બર્ન ડેલી ગેઝેટમાં જે રીપોર્ટ રજુ કર્યો છે તેની નોંધ તમે લીધી હતી. (એકઝીબીટ ૨૫)

જ૦—હા.

સ૦—તે શાની નોંધ હતી.

જ૦—ખીલાફત પરીષદના કામકાજની. તે મેં કોનફરન્સમાં લીધેલી નોંધની નકલ નથી, તેમ તેની અસલ નકલ નથી.

સ૦—તે અસલ નોંધમાંથી તૈયાર કરેલો.

જ૦—કેટલોક અસલ નોંધમાંથી ઉતારો હતો અને કેટલોક ન્યુ ટાઇમ્સમાંથી કરેલો હતો.

સ૦—તમે તે ક્યારે લખ્યો.

જ૦—દશમી તારીખની રાત્રે ને અગીઆરમીની સહવારે.

સ૦—તમે ડેલી ગેઝેટને કામકાજના ખરા રીપોર્ટ તરીકે પુરો પાડેલો.

જ૦—કામકાજના ખરા રીપોર્ટ તરીકે. મુખ્ય કરીને એક સીવાય એટલે કે રેઝોલ્યુશન (ઠરાવની બાબદ) સીવાય.

સ.—તમે તમારા ઠરાવો બાબદનો રીપોર્ટ ભુલચુકવાળો અશુદ્ધ ગણો છો.

જ.—કેટલાક ઠરાવોના ખરાપણા બાબદ ખાત્રી નથી કે જે ન્યુ ટાઇમ્સના આધારે લેવાયલા. ને જે માટે તે જવાબદાર છે—ઠરાવ બાબદ મારા શબ્દો ન્યુ ટાઇમ્સના જેવાજ નહોતા. પરંતુ ભાવાર્થ તો તેના જેવોજ.

સ.—આપતી વખતે તમે ઠરાવો ખરા તરીકે માનેલા—

જ.—હું ઠરાવોના ખરાપણા બાબદ ખાત્રી ભર્યો નહોતો.

મહમદઅલી—(મેજીસ્ટ્રેટને) પહેલો જવાબ નોંધી લીધો—

મેજીસ્ટ્રેટ—સાહેબ પુરો કરતાં નોંધી લઇશ.

સ.—તમે માનો છો કે તમારો રીપોર્ટ ખરો હતો (આ સવાલના જવાબમાં સાક્ષીએ રીપોર્ટના ખરાપણા માટે કાંઇક કહયું. પબ્લીક પ્રોસીક્યુટરે મેજીસ્ટ્રેટ તે જવાબ નોંધે તે માટે બોલ્યા વીના સાક્ષીને પુછયું કે તમારી માન્યતા શું હતી.

જ૦—મારી માન્યતા કોઈ પણ માગે નહોતી. હું એક અથવા બીજા વીશે ખાત્રી ભર્યો નહોતો.

મહમદઅલી—ધારાશાસ્ત્રીએ બીજો સવાલ મુકયો છે.

મેજીસ્ટ્રેટ—ના. તે પહેલો સવાલ ફરીને પુછે છે.

મહમદઅલી—શું તેજ શબ્દોમાં.

મેજીસ્ટ્રેટ—હા.

અત્રે મૌલાના મહમદઅલી બેસી ગયા. પબ્લીક પ્રૌસીકયુટરે ચારવાર સવાલ કર્યો પરંતુ જવાબ તેનો તેજ હતો.

**સાહેદ મહમદશાહની જુબાની.** ( એકઝીબીટ ૪૫ )

સાહેદ મહમદશાહ તે શૈયદ મહમુબશાહનો છોકરો ઉમ્મર ૪૩ વરસનાએ સરકારી ધારાશાસ્ત્રીના સવાલના જવાબમાં જુબાની આપતાં નીચે મુજબ જણાવ્યું હતું.

સ.—સબજેકટ કમીટીમાંના મહમદઅલીના ભાષણની લાકત હુસેને ઉરદુમાં નોંધ કરેલી તેનો ખરો તરજુમો તમે કર્યો છે. ( એકઝીબીટ ૧૨ ).

જ.—હા, તે હું રજુ કરું છું ( એકઝીબીટ ૪૬ ) અત્રે સાક્ષીને એકઝીબીટ ૧૨ તેનું ખરાપણું સીદ્ધ કરવા બતાવવામાં આવ્યું હતું.

સ.—નાં૦ ૬ ના ઠરાવપરની મહમદઅલીની પ્રાસ્તાવીક નોંધને લગતો એકઝીબીટ ૧૩ નો તરજુમો તમે ખરો કર્યો છે—

જ.—હા, હું તે રજુ કરું છું. ( એકઝીબીટ ૪૭ )

સ૦—૬ ઠા ઠરાવપરના હુસેન અહમદના ભાષણ ( એઝીબીટ ૧૪) નો ખરો તરજુમો તમે કર્યો છે.

જ.—હા. હું તે રજુ કરું છું. (એકઝીબીટ ૪૮)

સ.—ડા૦ કીચલુના ભાષણનો તરજુમો તમે લાખતહુસેનની ઉરદુ નોધપરથી કર્યો છે.

જ.—હા. તે હું રજુ કરૂં છું. ( એકઝીબીટ ૪૯ )

સ.—તમે નીસાર આહમદના ભાષણ (એકઝીબીટ ૧૬) નો લાખત હુસેનની નોંધપરથી ખરો તરજુમો કર્યો છે.

જ.—હા. હું તે રજુ કરૂં છું (એકઝીબીટ ૫૦)

સ.—૬ઠા ઠરાવપરના મહમદઅલીના ઉપસંહારના ભાષણ ( એકઝીબીટ ૧૭ ) નો ખરો તરજુમો લાખત હુસેનની નોંધ પર થી કર્યો છે.

જ.—હા. હું તે રજુ કરૂં છું (એકઝીબીટ ૫૧)

સ.—છઠા ઠરાવપરના મહમદઅલીના પ્રાસ્તાવીક ભાષણ (એકઝીબીટ ૧૯)ની સબ ઇન્સ્પેકટર શામ બહાદુરની નોંધપરથી ખરો તરજુમો કર્યો છે.

જ—હા, હું તે હજું કરૂં છું (એકઝીબીટ ૫૨)

સ૦—તમે હુસેન અહમદના ભાષણ (એકઝીબીટ ૨૦) નો શામબહાદુરની નોંધપરથી ખરો તરજુમો કર્યો છે.

જ,—હા. હું તે રજુ કરૂં છું. (એકઝીબીટ ૫૩)

સ.—તમે ૬ ઠા ઠરાવપરના ડો. કીચલુના ભાષણ (એકઝીબીટ ૨૧) નો ખરો તરજુમો કર્યો છે.

જ.—હા. હું તે રજુ કરૂં છું (એકઝીબીટ ૫૪)

સ.—તમે એ ઠરાવપરના મોલવી નીસાર આહમદના ભાષણ (એકઝીબીટ ૨૨) નો ખરો તરજુમો શામ બહાદુરની નોંધપરથી તૈયાર કર્યો છે.

જ.—હા. હું તે રજુ કરૂં છું. (એકઝીબીટ ૫૫)

સ—નવસેરા ખાતે શૌકતઅલીએ સાંજના આપેલા ભાષણ (એકઝીબીટ ૨૭) નો ખરો તરજુમો ઇન્સ્પેકટર કરમચંદની નોંધપરથી કર્યો છે.

જ—હા. હું તે રજુ કરૂ છું (એકઝીબીટ ૫૬)

પ. પ્રો. ( સીરસ્તદારને ) સાક્ષીને લીફલેટની કોપી બતાવો.

પ. પ્રો. સ—તમે આ લીફલેટ (એકઝીબીટ ૩૪) નો ખરો તરજુમો કર્યો છે.

જ.—હા હું તે રજુ કરૂં છું (એકઝીબીટ ૫૭)

અને મહમદઅલીએ તરજુમાની કોપીની માંગણી કરી હતી જે બાબદમાં મેજીસ્ટ્રેટે તે આપવામાં આવશે એમ જણાવ્યું હતું.

**સાહેદ નારાયણ ગણેશની જુબાની. (એકઝીબીટ ૫૮)**

છુપી પોલીસના ઇન્સ્પેકટર નારાયણ ગણેશ જોશી ઉમ્મર વરસ ૩૮ નાએ સરકારી ધારાશાસ્ત્રીના સવાલના જવાબમાં જુબાની આપતાં નીચે મુજબ જણાવ્યું હતુ.

સ.—બેલગામ જીલ્લા ખીલાફત પરીષદમાં તમે હાજર હતા.

જ.—હા.

સ.—તે કયાં ભરાઇ હતી.

જ.—ગોકકમાં.

સ.—કઇ તારીખે.

જ.—૧૯૨૦ ની ૧૯ મી જુને.

સ.—પરીષદમાં કેટલા ઠરાવ મુકવામાં આવ્યા હતા.

જ.—માત્ર એકજ.

સ.—ઠરાવ કોણે રજુ કરેલો.

જ.—કોઈએ નહીં.

સ.—સભામાં શ્રોતા સમક્ષ ઠરાવ વાંચવામાં આવેલો.

જ.—હા.

સ.—કોણે વાંચેલો.

જ.—મહમદઅલીએ.

સ.—કઇ ભાષામાં.

જ.—ઉરદુ અને અંગ્રેજીમાં.

સ.—તમે શોર્ટહેંડ જાણો છો.

જ.—હું મરાઠી શોર્ટહેંડ લખી જાણું છું.

સ.—તમે ઠરાવ લખ્યો હતો.

જ.—મારાથી બન્યું તેટલું મેં મરાઠીમાં શોર્ટહેંડ લીધું અને ઈંગ્લીશ લોંગહેંડે લખ્યું.

સ.—મહમદઅલીના પ્રાસ્તાવીક ભાષણની તમે નોંધ લખી હતી.

જ.—હા.

સ.—કઈ ભાષામાં.

જ.—મરાઠીમાં અને અંગ્રેજી શબ્દો અંગ્રેજીમાં.

સ.—તમે તમારી શોર્ટહેંડ નોંધમાંથી લોંગહેંડમાં ટ્રાન્સક્રીપ્ટ કર્યું.

જ.—હા.

સ.—કયારે તૈયાર કરી.

જ.—મીટીંગ પછી અડધા કલાકે.

સ.—તે લોંગહેંડવાળી ટ્રાન્સક્રીપ્ટ કોપી મહેરબાની કરી રજુ કરો.

જ.—રજુ કરૂં છું. (એકઝીબીટ ૫૯)

સ.—તમે અંગ્રેજીમાં ( એકઝીબીટ ૫૯ ) ખરો તરજુમો ટ્રાન્સક્રીપ્ટ કોપીનો કર્યો.

જ.—હા. હું તે રજુ કરૂં છું. (એકઝીબીટ ૬૦)

સ.—મી. મહમદઅલીએ રજુ કરેલા ઠરાવની અંગ્રેજીમાં શબ્દેશબ્દ (લોંગહેંડ) નોંધ લીધેલી.

જ.—હા. હું તે રજુ કરૂં છું. (એકઝીબીટ ૬૧)

સ.—આ લોંગહેંડ (શબ્દેશબ્દ) નોંધ તમે કયાં લીધેલી.

જ.—તેજ બુકમાં કે જેમાં મેં શોર્ટહેંડ નોંધ લીધેલી.

સ.—ઠરાવને કોણે ટેકો આપ્યો.

જ.—ડા. કીચલુએ.

સ.—પરીષદમાં કેટલા માણસ હાજર હતા.

જ.—પંદરસો લગભગ.

સ.—તેઓ કોણ હતા–હીંદુ કે મુસલમાન.

જ.—લગભગ ૫૦ ટકા મુસલમાન ને પચાસ ટકા હીંદુ.

સાહેદ ધોલારામ પનમચંદ ( એકઝીબીટ ૬૨ )

પુનાની છુપી પોલીસના સબ ઇન્સ્પેકટર ધોલારામ પનમચંદ મારવાડીએ જુબાની આપતાં સરકારી ધારાશાસ્ત્રીના સવાલના જવાબમાં નીચે મુજબ જણાવ્યું હતું.

સ.—૧૯૨૦ ની ૧૯ મી જુલાઇએ બેલગામ જીલ્લાના સંકેશ્વર મુકામે મળેલી ખીલાફત પરીષદમાં તમે હાજર હતા.

જ.—હા.

સ.—તેમાં કેટલા ઠરાવ મુકવામાં આવ્યા હતા.

જ.—માત્ર એકજ.

સ.—કોનફરન્સમાં ઠરાવ વંચાયો હતો.

જ.—હા.

સ.—કોણે વાંચેલો.

જ.—મહમદઅલીએ.

સ —મહમદઅલીએ કઇ ભાષામાં વાંચેલો.

જ.—ઉરદુ અને અંગ્રેજીમાં.

સ.—તમે ઠરાવ ઉતારી લીધેલો.

જ.—હા.

સ.—તમે શોર્ટહેંડ જાણો છો.

જ.—હા. હું મરાઠી શોર્ટહેંડ જાણું છું.

સ.—તમે કેવી રીતે લીધું,

જ.—મરાઠી શોર્ટહેંડમાં.

સ.—તમે મરાઠી શોર્ટહેંડની ખરી નકલ લોંગહેંડ (શબ્દે શબ્દ) માં તૈયાર કરી છે.

જ.—હા. હું તે રજુ કરૂં છું. (એકઝીબીટ ૬૩)

સ.—તમે તેજ કાગળપર ત્રાન્સલેટ (તરજુમો) કરેલો.

જ.—હા.

સ.—તમે અંગ્રેજીમાં ખરો તરજુમો કરેલો છે.

જ.—હા.

સ.—રજુ કરો તમારો તરજુમો.

જ,—રજુ કરૂં છું. (એકઝીબીટ ૬૪)

સ.—કોનફરન્સમાં ઠરાવ કોણે રજુ કરેલો.

જ.—મહમદઅલીએ.

સ.—ટેકો કોણે આપેલો.

જ.—ડા. કીચલુએ.

સ.—સભામાં કેટલાં માણસ હાજર હતા.

જ.—લગભગ પંદરસો.

સાહેદ વીઠલ રામચંદ (એકઝીબીટ ૬૫)

પુના છુપી પોલીસના સબ ઈન્સ્પેટર સાહેદ વીઠલ રામચંદ મજુમદાર બ્રાહ્મણ ઉમર વરસ ૩૫ નાએ જુબાની આપતાં સરકારી ધારાશાસ્ત્રીના સવાલોના જવાબમાં નીચે મુજબ જણાવ્યું હતું.

સ.—૧૭ મી જુને આરોપીઓમાંથી કોઇ પણ પુના આવ્યું હતું.

જ.—હા. મહમદઅલી, શૌકતઅલી અને ડા. કીચલુ.

સ.—તે દીવસે એ લોકો કોઇ મીટીંગમાં ગયા હતા.

જ.—હા. ગાંધી મેદાનમાં ભરાએલી સભામાં તેઓએ હાજરી આપી હતી. હું પણ ત્યાં ગયો હતો.

સ.—તમને શોર્ટહેંડ લખતાં આવડે છે.

જ.—હા.

સ.—કઇ ભાષામાં.

જ.—મરાઠી અને અંગ્રેજીમાં.

સ.—મી. શૌકતઅલીએ કંઇ ભાષણ કરેલું.

જ.—હા.

સ.—ટુંકી કે લંબાણ વીગતે.

જ.—ટુંકી.

સ.—કેટલે વાગે.

જ.—મીટીંગની છેવટે.

સ.—તમે ભાષણની શોર્ટહેંડ નોંધ લીધેલી.

જ.—હા.

સ.—કઇ ભાષામાં.

જ.—શોર્ટહેંડ મરાઠીમાં અને અંગ્રેજી શબ્દો અંગ્રેજીમાં.

સ.—તમે તમારી શોર્ટહેંડ નોંધપરથી વીગતે (લોંગહેંડમાં) અરં ટ્રાન્સક્રીપ્ટ કર્યું.

જ.—હા. મેં મીટીંગ પછી અડધા કલાક પછી કર્યું.

સ.—રજુ કરશો.

જ.—રજુ કરૂં છું. (એકઝીબીટ ૬૬)

સ.—પુનામાં હીંદી લશ્કરી માણસો હતા.

જ.—હા. ત્યાં ઘણા છે.

સ.—આ સભામાં કેટલા માણુસ હાજર હતા.

જ.—ત્રણથી ચાર હજારની વચ્ચે.

સ.—એમાં આશરે મુસલમાન કેટલા હતા.

જ.—પચાસ ટકા આશરે.

સ.—સભામાં કોઈ લશ્કરી સીપાઇ હાજર હતા.

જ.—હું તે નથી કહી શકતો.

સ.—તમારી પાસે અહીંઆં અસલ નોંધ છે.

જ.—હા.

અત્રે મેજીસ્ટ્રેટ તરફથી પબ્લીક પ્રોસીક્યુટરને પુછવામાં આવ્યું કે બીજા કોઇ સાક્ષી છે. પબ્લીક પ્રોસીક્યુટરે એક સાહેદ મી. મોતવાની રહેલા હોવાનું જણાવતાં કહ્યું કે તેમને બે કે સમન તો ભુલથી કઢાવાયલો છે કારણ કે મી. જસવાનીએ કહ્યું છે કે તા. ૯ મીની સાંજે ખીલાફત કોનફરન્સમાં બીજા રીપોર્ટરે (પ્રતીનીધીએ) હાજરી આપેલી. પબ્લીક પ્રોસીક્યુટરે

વધારામાં કહ્યું કે મી. મોતીવાની હાજર હતા કે નહીં તે પુછવું તો જોઇએજ. આ પરથી મોતીવાનીને બોલાવ્યા. મી મોતીવાનીએ મેજીસ્ટ્રેટના સવાલોના જવાબમાં જણાવ્યું કે તા. ૯ મી જુલાઇએ ખીલાફત કોનફરન્સમાં સહવારે હાજર હતો. સાંજની બેઠકમાં હાજર નહોતો. આ પરથી મેજીસ્ટ્રેટે સાહેદને રજા આપી હતી.

મૌલાના મહમદઅલીએ તોહમતદારોના ભાષણોના તરજુમાની નકલો તેમજ સાહેદોની જુબાનીની નકલો માટે માંગણી કરી. જેના જવાબમાં મેજીસ્ટ્રેટે ૨૬ કોપી તૈયાર હોવાનું જણાવી તે પૈસા ભરેથી મળશે એમ જણાવ્યું હતું. જે પરથી મૌલાના મહમદઅલીએ કહ્યું કે હું ધારૂં છું કે ગુન્હેગારોને કાંઇપણ ફી આપવી પડતી નથી.

મેજીસ્ટ્રેટ—હું દીલગીર છું.

અને મૌલાના મહમદઅલીએ પોતાના માણસોમાંના એકને પૈસા ભરી નકલો લઇ લેવા કહ્યું હતું. જે પછી મૌલાના મહમદઅલીએ મેજીસ્ટ્રેટને કહ્યું કે મૌલાના અબ્દુલ બારી તથા મૌલાના અબ્દુલ કલામ આઝાદ સાથે મસલત કરવા બાબદ ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટને લખેલા કાગળનો તેમના તરફથી કાંઇ જવાબ મળ્યો નથી તેમજ મી. ખલીકઝમન અને મી. મહુર અહમદ સાથે કાયદાની સલાહ મેળવવા મસલત કરવા લખેલા કાગળનો પણ જવાબ તેમના તરફથી (ડી. મેજીસ્ટ્રેટ તરફથી) નથી મળ્યો. અને તેથી ધારૂં છું કે આપે તે ગોઠવણ કરવી જોઈએ.

મેજીસ્ટ્રેટ—તમારા ધારાશાસ્ત્રીઓમાંનો કોઇપણ કોર્ટમાં આવી મસલત કરી શકે. મને તેમાં વાંધો નથી. કોર્ટના કામકાજના વખત પછીને માટે મને સત્તા નથી. મૌલાના મહમદઅલી—કોર્ટના કામકાજના વખત દરમ્યાન કેસ ચાલતો હોય એટલે મસલત ન થઇ શકે છતાં મારી ઇચ્છા છે કે દફતર પર નોંધ લેવી કે ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ તરફથી કાંઇ પણ જવાબ મળ્યો

નથી. આ હમારા સ્ટેટમેંટ તૈયાર કરવાની બાબદમાં આડે આવશે કે જે સ્ટેટમેંટમાં હમો ઇસ્લામી કાનુનો તમારા ધ્યાનપર લાવવા ઇચ્છીએ છીએ. આપ એટલી તો ભલામણ કરી શકોજ કે એમાં અન્યાય છે.

મેજીસ્ટ્રેટ—દીલગીર છું. હું જેલની ડીસીપ્લીનની બાબદ સાથે વચ્ચે આવી શકતો નથી.

અત્રે કોર્ટ ૨-૧૦ મીનીટે ઉઠી હતી અને મુકદમો બીજા દીવસ માટે મુલતવી રહયો હતો. અને તોહમતદારોને કેદીઓની ગાડીમાં બેસાડી લઇ જવાયા હતા કે જેની આગળ એક મોટર લોરીમાં હીંદી સીપાહો હતા અને પાછળ બે લોરીમાં યુરોપીઅન લશ્કરી માણસો હતા. બહાર ઉભેલા લોકોએ લઈ જવાતાં અલ્લા હો અકબર અને વંદેમાતરમના અવાજોથી વધાવી લીધા હતા.

---

ત્રીજો દીવસ.

તા૦ ૨૮ સપ્ટેમ્બર ૧૯૨૧.

અલીબીરાદરો અને બીજા પાંચ આગેવાનો સામેનો મુકદમો આજે ૧૧ વાગે મેજીસ્ટ્રેટ મી૦ તલાટી સમક્ષ સહવારે ૧૧ વાગે નીકળ્યો હતો. દેશી અને અંગ્રેજી સીપાઇની હાજરી તેમજ લોકોની હાજરી હોલની બહાર આગલા દીવસના પ્રોસીડીંગના પ્રસંગ કરતાં કાંઈક ઓછા પ્રમાણમાં દીસતી હતી. સાતે નરરત્નો બરાબર ૧૧ને ૧૫ મીનીટે કોર્ટના હોલમાં દાખલ થયા હતા. કોર્ટમાં હાજર રહેલા લોકોએ તેઓને ધારા મુજબ ઉભા થઇ માન આપ્યું હતું. કોર્ટમાં આગલા દીવસો કરતાં લોકોની ઠઠ મોટી જામી હતી. અને તેમાં સીંધ કોલેજના વિદ્યાર્થીઓ પણ હતા કે જેઓને જીલ્લા મેજીસ્ટ્રેટે પરવાનગી આપી હતી. કોર્ટમાં કલેક્ટર મી૦ ડબલ્યુ. ડબલ્યુ. સ્માર્ટ પણ હાજર હતા.

## સાહેદ અબ્દુલ કરીમ સૈયદ (એકઝીબીટ ૬૮).

મુકદમાની તપાસ શરૂ કરવામાં આવતાં મદ્રાસની છુપી પોલીસના ઇન્સ્પેકટર અબ્દુલ કરીમ સૈયદની જુબાની લેવાઇ હતી. તેણે સરકારી ધારાશાસ્ત્રીના સવાલોના જવાબમાં નીચે મુજબ જુબાની આપી હતી.

સ.—ડીવીઝનલ ઇન્સ્પેકટર જનરલની સાથે જ્યારે મહમદઅલીને પકડયા ત્યારે તમે હાજર હતા.

જ.—હા.

સ.—કયાં આગળ પકડેલા.

જ.—વોલટરના સ્ટેશન બહાર નજીકમાંજ. મૌલાના મહમદ અલી ભાષણ આપવા જતા હતા.

સ.—કઇ તારીખે પકડેલા.

જ.—૧૪મી સપ્ટેંબર ૧૯૨૧

સ.—મૌ. મહમદઅલીને પકડયા પછી શું કર્યું.

જ.—તરતજ મૌલાનાને સ્ટેશનની બહાર ઉભેલા ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ પાસે લઇ જવામાં આવ્યા અને તેઓએ જેલમાં મોકલી દીધા.

સ.—મહમદઅલીના કીટ (સામાન)નું શું કર્યું.

જ.—મહમદઅલીને જેલમાં મોકલ્યા તે અગાઉ તેમણે કહેલું કે મારા નોકર સાથે કીટ (સામાન) જેલમાં મોકલી આપો.

સ.—મહમદઅલીનો નોકર કયાં હતો.

જ.—રેલ્વેના ડબ્બામાં.

સ.—અને કીટ (સામાન)

જ.—કીટ (સામાન) ત્યાં હતો અને તેના કબજામાં હતો.

સ.—તે કયો કંપાર્ટમેંટ હતો.

જ.—જે મેલ ટ્રેઇનમાં મહાત્મા ગાંધી અબ્દુલ કલામ આઝાદ, અને મૌલાના આવ્યા તે ડબ્બામાં.

સ.—ટ્રેઈન ક્યાં હતી.

જ.—પ્લેટફોર્મ પર અને તે અડધા કલાક સુધી ઉભી રહી.

પ. પ્રો.—(કોર્ટને) ટ્રેઇન અડધોકલાક હમેશાં ઉભી રહે છે.

સ.—નોકરે કીટ (સામાન) આપ્યો હતો.

જ.—ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ, ડીસ્ટ્રીકટ ઇન્સ્પેકટર જનરલ અને હું જયાં ઉભા હતા ત્યાં નોકર સામાન લઈ આવ્યો.

સ.—તે જગ્યા કઇ.

જ.—તે જગ્યા રેલ્વે પોલીસ સ્ટેશન હતું.

સ.—ક્યાં આગળ.

જ.—વોલટર રેલ્વે સ્ટેશનના સ્ટેશન યાર્ડમાં.

સ.—નોકર (સામાન) કીટ ત્યાં લઈ ગયો પછી શું થયું.

જ.—જે કાગળો મહમદઅલીના કીટ (સામાન)માં હતાં તે બતાવવા કહેવામાં આવ્યું.

સ.—નોકરે તે બતાવ્યા.

જ.—હા. તેણે બધા કાગળો બતાવ્યા.

સ.—કાગળોમાંના કેટલાકના સંબંધમાં ડીસ્ટ્રિકટ મેજીસ્ટ્રેટનું તમે ધ્યાન ખેંચ્યું હતું.

જ.—મેં ઘણા કાગળો તરફ ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટનું ધ્યાન ખેંચ્યું હતું. જેમાંના બે ઠરાવ જુન મહીનામાં ભરાએલી ગોકક કોનફરન્સમાં પાસ થએલા ઠરાવો પણ હતા.

સ.—કાગળો તપાસ્યા પછી શું કર્યું.

જ.—નોકરને બધા કાગળો બેગમાં મુકી દેવાનું કહ્યું અને જેલમાં મહમદઅલી હતા તેની પાસે લઈ ગયો.

સ.—કાગળોના સંબંધમાં જેલ સુપ્રીનટેન્ડંટને કંઇ સુચના આપવામાં આવી હતી.

જ.—ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટે જેલ સુપ્રીનટેન્ડંટને બધા કાગળો બીજો હુકમ જયાં સુધી આપવામાં ન આવે ત્યાં સુધી રાખવા કહ્યું હતું.

સ.—જેલ સુપ્રીનટેન્ડંટને કાગળોને શીલ કરવા કંઈ સુચના આપી હતી.

જ.—મહમદઅલીની હાજરીમાં તેને દરેક કાગળ પર સીલ કરવા કહેલું.

સ.—તેને લીસ્ટ કરવા કહેલું.

જ.—બધા કાગળોનું લીસ્ટ કરવા કહેલું.

સ.—જેલ સુપ્રીનટેન્ડંટને કાગળો બીજા કોઇને મોકલવા સુચના અપાયલી.

જ.—કરાંચીના જીલ્લા મેજીસ્ટ્રેટને એ કાગળો મોકલવા કહેલું.

અત્રે પબ્લીક પ્રોસીક્યુટરે કોર્ટને જણાવ્યું કે હું એમ સમજું છું કે તમને કાગળો ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ પાસેથી સીલ કરેલા મળેલા, તે ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટને બતાવવા જોઇએ. અને તેથી તેમને પહેલા તપાસવા જોઈતા હતા. હું આ સાહેદની જુબાની ડી. મેજીસ્ટ્રેટની જુબાની લીધા પછી ફરી લઇશ.

**કરાંચીના ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટની જુબાની (એકઝીબીટ ૬૯)**

કરાંચીના જીલ્લા મેજીસ્ટ્રેટ મી. ડબલ્યુ. ડબલ્યુ. સ્માર્ટે સરકારી ધારાશાસ્ત્રીના સવાલના જવાબમાં નીચે પ્રમાણે જુબાની આપી હતી.

સ.—તમને વૉલટરના જેલ સુપ્રીનટેન્ડંટ તરફથી કેટલાક ડોક્યુમેંટ મળેલા.

જ.—જે સીપાઇ મહમદઅલીનું પકડવારંટ પાછું લઇ આવ્યો તેણે મને જેલ સુપ્રીનટેન્ડંટ તરફથી મોકલવામાં આવેલું સીલબંધ પેકેટ આપ્યું હતું; જે તેણે કહ્યું છે કે જેલમાં સીલ કરેલું.

સ.—સીલ કયાં કરવામાં આવ્યું.

જ.—સીલ મદ્રાસ વૉલટરમાં કરવામાં આવ્યું હતું.

સ.—સીલ બરાબર હતા.

જ.—હા. બરાબર હતાં આ રહ્યું તે કવર. જે એકજ

બાજુપરથી ફાડેલું છે અને તેથી જણાય છે કે સીલ હજુ પણ બરાબર છે. (એકઝીબીટ ૭૦)

સ.—તમે દસ્તાવેજો (ડોકયુમેંટો) નું શું કર્યું.

જ.—મેં કવર ફોડયું; તેમાંથી ઓચરીઆં કાઢયાં અને મદ્રાસથી મળેલા લીસ્ટ કે જે પર મહમદઅલીની સહી હતી તે યાદી સાથે મેળવ્યાં.

સ.—પહેલા નંબરના આરોપીએ ઓચરીયાં માટે કાંઇ કહ્યું હતું.

જ.—જયારે તેમને મારી પાસે લાવવામાં આવ્યા ત્યારે તેમણે અમુક ઓચરીઆં પોતાની ધર્મ પત્ની ઉપર મોકલવા મને કહયું. તેણે પોતાની સહી મારી આગળ સ્વીકારી જેથી તે મેં નોંધી લીધી.

સ.—પછી ઓચરીઆનું શું કર્યું.

જ.—મેં કવર ઉઘાડયું. કેટલાક કાગળો નં. ૧ ના તોહમતદારે આપેલા સરનામે મહમદઅલીની ધર્મ પત્નીને મોકલ્યાં કે જેની યાદી મેજીસ્ટ્રેટને આપેલી. સી. આઇ. ડી.ને સીમલે મોકલેલા કાગળોનું બીજું લીસ્ટ બનાવ્યું. અને ત્રીજું લીસ્ટ આ કોર્ટને જોઇતા દસ્તાવેજોનું બનાવ્યું કે જે મેં જાતે કોર્ટને સ્વાધીન કર્યું.

સ.—જે ઓચરીઆં તમે મેજીસ્ટ્રેટને આપ્યાં તે સીલ કરીને આપ્યાં હતાં કે સીલ વગર.

જ.—કવરમાં સીલ કરીને આપ્યાં હતાં અત્રે સાક્ષીને કવર બતાવતાં તેણે કહયું કે એજ કવર. એ મારા અક્ષર છે.

સ.—કવર એકઝીબીટ કરો અને કવરની અંદરના કાગળો તપાસો અને કહો કે તે તેજ છે કે.

જ.—હા સાહેબ; તે તેજ છે (એકઝીબીટ ૭૧)

સ.—તે બધા કાગળો કવરમાં સામેલ કરેલા.

જ.—લીસ્ટ પ્રમાણે કે જે પણ અહીં છે.

સ.—આ કાગળોમાં બેલગામ કોન્ફરન્સની અંગ્રેજી કોપી છે.

જ.—હા. ઉરદુ તરજુમો પાછળ છે અને બીજા કાગળ પર સામેલ કરાયલો છે.

પ. પ્રો.—કોર્ટને હું આ બે કાગળો (એકઝીબીટ ૭૨-૭૩ તરીકે) મુકવા માંગું છું.

સ.—મહમદઅલીની સહી સાથેનું લીસ્ટ તમારી પાસે છે.

જ.—હા. એ તેજ લીસ્ટ કે જે મને મળેલું અને મહમદઅલીની સહી હતી. હું તે રજુ કરૂં છું (એકઝીબીટ ૭૪)

## સાહેદ અબ્દુલ કરીમની ફેરી જુબાની.

સાહેદ અબ્દુલ કરીમ કે જેની જુબાની લેવાનું ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટની જુબાની લેવા માટે સરકારી ધારાશાસ્ત્રીએ કોર્ટની પરવાનગિ લઇ અધુરી રાખેલી તેની જુબાની લેવાનું આગળ શરૂ કર્યું. સાહેદે સરકારી ધારાશાસ્ત્રીના સવાલના જવાબમાં વધુ જુબાની નીચે મુજબ આપી હતી.

પ. પ્રો.—(કોર્ટને) જીલ્લા મેજીસ્ટ્રેટે એકઝીબીટ કરેલા બે ઠરાવની કોપીઓ સાક્ષીને બતાવશો.

સ.—(સાક્ષીને બતાવીને) હમણાં તમે કહી ગયા કે મહમદ અલીનો નોકર લાવેલો તે કાગળોમાં બેલગામ પરીષદમાં પાસ થએલા ઠરાવની બે મેન્યુસ્ક્રીપ્ટ (નકલો) મળી હતી. શું તે આજ બે નકલો છે.

જ.—હા. તે આજ કાગળો કે જે ગોકક પરીષદના ઠરાવની કોપીઓ છે કે જે મહમદઅલીના નોકરે પેટીમાંથી કાઢી હતી.

## સાહેદ હરીરામ શેવારામ (એકઝીબીટ ૭૫)

ન્યુ ટાઇમ્સના રીપોર્ટર હરીરામ શેવારામે જુબાની આપતાં સરકારી ધારાશાસ્ત્રીના સવાલના જવાબોમાં નીચે મુજબ જુબાની આપી હતી.

સ.—તા. ૯ મી જુલાઇની ખીલાફત પરીષદમાં ચાલેલા કામકાજ દરમ્યાન તમે હાજર હતા.

જ.—હા.

સ.—તમે કામકાજની નોંધ લીધી હતી.

જ.—હા.

સ.—તમે તમારી નોટ અધીપતી મી. જસવાનીને આપેલી.

જ.—હા.

સ.—તમે આ નોંધ શોર્ટહેંડમાં લીધી હતી કે લોંગહેંડમાં (ચાલુ અક્ષરોમાં)

જ.—મેં તે અંગ્રેજી ચાલુ અક્ષરોમાં લીધી હતી.

સ.—તમે તમારી નોંધના ખરાપણા માટે ખાત્રી ભર્યા હતા.

જ.—સંપૂર્ણ ખાત્રી નહીં; કારણકે હું ઉરદુ જાણતો નથી.

સ.—તમે તમારી શકતી મુજબ ઉરદુમાં નોંધ કરી.

જ.—જેટલું હું સમજયો તેટલું.

સ.—તમારી માતૃભાષા કઈ છે.

જ.—સીંધી.

સ.—સીંધીમાં લીધેલી નોંધ ખરી છે.

જ.—માત્ર એકજ ભાષણ સીંધીમાં થયું હતું અને મેં તે ભાષણની આખી નોંધ લીધી નથી મેં ફકત બે ત્રણ લીટીમાં ભાવાર્થ લીધેલો.

સ.—અને તે શું ખરી છે.

જ.—મારી શક્તિ પ્રમાણે તે ખરી છે.

સ.—જે ઠરાવનો તરજુમો સીંધીમાં થયો છે તે તમો ખરેખર સમજી શકયા હતા.

જ.—હા.

સ.—તમે ઠરાવના સીંધી તરજુમાનો રીપોર્ટ ખરેખર કરેલો

જ.—મુળ ઠરાવો ઉરદુમાં અપાયલા અને મેં ઉરદુ નોંધમાંથી રીપોર્ટ લીધો. મેં ઠરાવના સીંધી તરજુમા સાથે મારી નોંધ મેળવી નથી.

સ.—તમે અંગ્રેજી સમજો છો.

જ.—હા.

સ.—અંગ્રેજીમાં થએલાં ભાષણની નોંધ તમે બરાબર લીધી છે.

જ.--મેં માત્ર સારાંશ લીધો હતો.

સ.—તમે સારાંશ ખરો લખ્યો હતો.

જ.—હા.

સ.—મી. જસવાનીને નોંધ સપુરદ કરતાં પહેલાં તમે તે ખરી છે કે નહીં તે તપાસી હતી.

જ.—મેં મારી નોંધ વાકયો બરાબર છે કે કેમ તે જોવા પુરતીજ વાંચેલી.

સાહેદ નરીમાન હોરમસજી ( એકઝીબીટ ૭૬ )

કરાંચીના ડેપ્યુટી જેલર મી. નરીમાન હોરમસજીએ જુબાની આપતાં સરકારી ધારાશાસ્ત્રીના સવાલના જવાબમાં નીચે મુજબ જુબાની આપી હતી.

સ.—મહમદઅલીને જેલમાં જુદા ઓરડામાં રાખવામાં આવે છે.

જ.—હા.

સ—મહમદઅલીએ જીલ્લા મેજીસ્ટ્રેટને કાંઇ કાગળો લખેલા કે.

જ.—હા સાહેબ.

સ.—કાગળો તમારી હાજરીમાં લખાયા હતા.

જ.—હા.

સ.—જીલ્લા મેજીસ્ટ્રેટ પાસેથી તમને તે કાગળો પાછા મળ્યા હતા અને તે અહીંઆં છે અત્રે સાક્ષીએ તે કાગળો રજુ કર્યાં કે જે મહમદઅલીએ જીલ્લા મેજીસ્ટ્રેટને તેની હાજરીમાં લખેલા–બે અંગ્રેજીમાં હતા અને એક ઉરદુમાં હતો.

પ્ર. પ્રોસીકયુટરે સાહેદને બીજો કાગળ ઉરદુમાં લખેલો બતાવ્યો અને પછી પુછયું કે આ તમારી હાજરીમાં લખાયલો છે. સાહેદે હા કહી. તે પછી કોર્ટને જણાવ્યું કે હું આ બે કાગળો અંગ્રેજીમાં અને એક ઉરદુમાં મહમદઅલીએ જીલ્લા મેજીસ્ટ્રેટને લખેલા એકઝીબીટ કરવા માંગું છું (એકઝીબીટ ૭૮, ૭૯, ૮૦)

મેજીસ્ટ્રેટ—ઉરદુમાંનો કાગળ પણ તમારી હાજરીમાં લખ્યો હતો.

જ.—હા.

સ.—અને આ બે તારો પણ તમારી હાજરીમાં લખાયા હતા. (તારો સાક્ષીને બતાવીને)

જ.—હા.

સ.—તારની નકલો તમે રવાના કરી હતી.

જ.—હા.

સ.—એ કાગળોપર તમે ટુંકી સહી કરેલી.

જ.—હા.

અત્રે મૌલાના મહમદઅલીએ પોતાની માતાને લખેલો ઉરદુ કાગળ જોવા માંગ્યો હતો. અને તે બતાવાયો હતો.

મહમદઅલી—આ કાગળ મેં મારી માતાપર લખ્યો તે છે. નહીં કે જીલ્લા મેજીસ્ટ્રેટની ઉપર. જીલ્લા મેજીસ્ટ્રેટને કાંઇ હું મારી માતા ગણુતો નથી. શું આ કાગળની નકલ મારી માતાપર મોકલી છે.

મેજીસ્ટ્રેટ—તમે તે સાક્ષીને પુછી શકો.

પ્ર. પ્રો.—બીજા કેટલાક વધુ સાહેદો છે પરંતુ તેઓની જરૂર આ વખતે નથી.

મૌલાના મહમદઅલી—(કોર્ટને) આજે એકઝીબીટ થયેલા એકઝીબીટોની કોપી મને મળવા વીનતી છે.

મેજીસ્ટ્રેટ—તમો જોવા ઇચ્છતા હો તો હમણાં જુઓ કોપીઓ તો તૈયાર થશે ત્યારે મળશે.

મહમદઅલી—હું ગોકકના ઠરાવો જોવા ચાહું છું અને બાકી કોપીઓ થઇ જવી જોઇએ.

મેજીસ્ટ્રેટ—ભાઇ મહમદઅલી, તમારે આ કેસના સંબંધમાં કાંઇ કહેવું છે. તમારે કાંઇ બચાવનામું રજુ કરવું છે.

મહમદઅલી—હું ધારૂં છું; પરંતુ તાજ તરફના ધારાશાસ્ત્રી શું કાંઇ પણ નથી કહેવાના.

મેજીસ્ટ્રેટ—તે આરગ્યુમેંટ થશે. પરંતુ હમણાં તો જુબાનીના સંબંધમાં કાંઈ કહેવું હોય તો તે જાણુવા માંગું છું.

# મૌલાના મહમદઅલીનું સ્ટેટમેંટ.

એક અસહકારી તરીકે આ કોર્ટમાં કેસની તપાસમાં કેસને સમજવા શીવાય મેં કાંઈપણ ભાગ લીધેલા નથી. દીવસે દીવસે વધુ ને વધુ ચલાલવામાં આવે છે અને મેં તમો તરફથી જે જુબાની આપવામાં આવી છે તેને માટે કોઇ પણ જાતની નોંધ બતાવવા શીવાય તે ચાલવા દીધી છે. તમારા સંખ્યાબંધ સાક્ષીઓની જુબાની હોવાથી મેં તેઓની ક્રોસ એકઝામીનેશનમાં માથું માર્યું નથી. પણ મારા મીત્ર તાજ તરફના પ્રોસીક્યુટરને તેને જયારે પોતાના સંતોષ મુજબની જુબાની નહી મળે ત્યારે મારાવતી ક્રોસ એકઝામીનેશન લેવા માટેની પરવાનગી આપી છે.

અમને જયારે કોર્ટમાં ઘસડવામાં આવ્યા છે ત્યારે આ સરકાર સાથે અસહકાર ધરાવનાર તરીકે કેસની તપાસમાં જે સ્ટેટમેન્ટ રજુ કરવાનો ભાગ લઇએ છીએ તે અમારા બચાવને માટે નહી પણ અમુક બાબતો સમજાવવા માટેજ કે જે બાબતોથી અજાણ માણસો ઘોંટાળામાં નહીં પડે. જયાં સુધી હાલના કેસ સાથે સંબંધ છે ત્યાં સુધી મારે આટલું પણ સ્ટેટમેન્ટ રજુ કરવાની કોઇ જરૂર નથી, શીવાય કે કેટલાક બીન જરૂરી સાક્ષીઓ કે જેઓને સાબીતી માટે આણવામાં આવ્યા છે; પણ જેઓ કાંઇ વીચીત્રજ રજુઆત કરવામાં ફળીભુત થયા હોય તેઓની સંખ્યા ઓછી કરવી.

હું મારા ભાઇ અને બીજાઓ સાથે કરાંચી ખાતે આવ્યો હતો, અને ખરેખર કેટલાક બીજાઓ સાથે કન્યાશાળામાં ઉતર્યો હતો. જયારે હું ત્યાં હતો ત્યારે હજારો માણસો ઘણા ખરા દીવસે અને કેટલેક વખતે રાત્રે આવી મને અને મારા ભાઇને અગવડમાં મેલતા પણ જે શાંતી અત્યારે મને મળી છે તે શાંતીની પ્રાપ્તી માટે મારે એટલી અગવડ તો સહન કરવીજ

જોઇએ. એ કે તે કાંઇ કેદખાનું ન હતું. હું ખુલ્લી રીતે કબુલ કરૂં છું કે હું કન્યાશાળાની બહાર જતો અને પાછો આવતો. કેટલીક વખત મારા ભાઇ સાથે અને ઘણીવાર તેના સાથ વગર પાછો ફરતો અને કોઈ વાર મારા મીત્ર ડો. કીચલુની સાથે રેહતો કે જેઓ પોતાની કેટલીક પ્રાનતીક બીનાઓના ફડચામાં રોકાયલા રહેતા અને એક મામુલી શાક્ષીએ પોતાની ડયુટી રાતના વારંવાર શરૂ થતી હોવાથી અને તેને કાંઈ કામ બતાવવું જોઇએ એવા ઉદ્દેશથી જણાવેલી બાબતમાં હું એટલુંજ કહીશ કે હું રાત્રે ૧૧॥ વાગે કદી પણ પાછો આવ્યો નહોતો. તે શાંતીના વખતે હું મારા ભાઇ સાથે મસલત ચલાવતો, મસલત એટલે તે વખતે તે પણ ઉંઘતો હોય અને હું પણ તેવીજ સ્થીતીમાં હોઉં અને તે મસલત કદાચ હીંદી ફોજદારી ધારાની કલમ ૧૨૦ બી કલમનું ઉલ્લંઘન કરવા તો નહીંજ. જે પણ મસલતમાં અમે જોડાયા હોઇએ તે દીવસના ખુલ્લા અજવાળામાંજ ચલાવવામાં આવતી. હું કબુલ કરૂં છું કે કરાંચીમાં મળેલી છેલ્લી ખીલાફત કોનફરન્સનો હું પ્રમુખ હતો. અને જે પ્રમાણે બેલગામ ડીસ્ત્રીકટમાંની ગોકક કોનફરન્સમાં મેં કહ્યું હતું તેમ અંગ્રેરા સરકાર સાથે પૂરી દુશમનાવટ ઉભી કરવાના સંબંધમાં મેં તે ઠરાવો ઘડયા હતા. હું કબુલ કરૂં છું કે કોનફરન્સમાં મેં તે ઠરાવ વાંચ્યો હતો. અને તેને રજુ કરનાર મારા મુરબ્બી ગુરૂ મૌલાના હુસેન અહમદ સાહેબ જેને મારા સહ કેદી તરીકે અહીં જોઇને મને આનંદ થાય છે તેમની ઓળખાણ ઠરાવના રજુ કરનાર તરીકેની મેં આપી હતી. હું કબુલ કરૂં છું કે કોનફરન્સનું કામ ખતમ કરતા પહેલાં આ ઠરાવના સંબંધમાં કેટલીક છેવટની ટીકાઓ મેં કરી હતી. અને તેના ટેકામાં જેઓ સામેલ હોય તેઓને ઉભા થઇ તેને ટેકો આપવાનું મેં જણાવ્યું હતું; પણ કેટલાક સાક્ષીઓએ જેમ ખોટી રીતે જણાવ્યું છે તેમ એજ એકલો એવો ઠરાવ ન હતો કે જેને ઉભા થઇને ટેકો આપવામાં આવ્યો હતો.

આવી રીતે ઉભા થઇ ઓછામાં ઓછા બીજા બે ઠરાવોને ટેકો આપવામાં આવ્યો હતો, અને તે દીવસના છાપામાં તે જણાવવામાં આવ્યું છે. આવું બીન જરૂરી જુઠાણું શા માટે ચલાવવામાં આવ્યું છે તે હું સમજી શકતો નથી. કદાચ આ દેશમાં તાજ તરફના ધારાશાસ્ત્રીનો મોભો જાળવી રાખવા માટે તેમ કર્યું હોય તો તે બને ખરૂં. ગોકક અને બીજે ઠેકાણેના એવા ઠરાવોના ખરડાનો સરકાર જાણી જોઇને ખોટો અર્થ કરે છે. અને જો તેમ ન હોય તો મને લાગે છે કે સરકારનો હેતુ ખોટી રીતે ઠરાવના લશકરવાળા ભાગ ઉપર ભાર મુકવાનો છે.

ગોકક અને ખીલાફતની કોનફરન્સમાં દરેક જણને એમ માનવા માટે ખુલ્લું હતું કે આ એક ઇસ્લામના અને ખીલાફતના રક્ષણ કરનારાઓ સામે દુશમનાવટ પાછી શરૂ કરવાનીજ આ ફક્ત બાબત હતી અને અંગ્રેજ સરકારે ત્રીજા પક્ષ મારફતે તેનો નાશ કરવાને પોતાથી બનતું કર્યું છે. હીંદના મુસલમાનોએ સરકારને વારંવાર ચેતવણી આપી છે અને તેઓ હવે ધીરજ ખોઇ બેઠા છે. અમોને ભય હતો કે અમારા ધર્મના કેટલાક અતી ઉતસાહી માણસોના આ સરકારને અમારા ધર્મનું અને ખીલાફતનું રક્ષણ કરવાની ફરજ પાડવાના વ્યર્થ પ્રયત્નને લીધે નાહકની હીંદની સુલેહ ભયમાં આવી પડશે.

અમોએ આ સરકારને ખીલાફતનું રક્ષણ કરવા જણાવ્યું હતું. અમો ખુદા અને માણસ તરફની અમારી જવાબદારીઓ સમજીએ છીએ અને ઉશકેરાયલા મુસલમાનોનું વલણ બદલી નાંખીએ છીએ. અત્રે મેજીસ્ટ્રેટે મૌલાના મહમદઅલીને જણાવ્યું કે હું નોંધ લેવા તૈયાર છું; પરંતુ મુકદમાને લગતુંજ તમારૂં સ્ટેટમેંટ આપવા તમોને જણાવું છું. મુકદમો પુરો થયા પછી કોઇપણ ભાષણ કરવા પરવાનગી છે, કે જે મારે નોંધવાની જરૂર ન રહે. મૌલાના મહમદઅલીએ આ પરથી જણાવ્યું કે હું

નથી ધારતો કે તમને લાંબો વખત તકલીફ આપીશ. હું તમો સમક્ષ જુબાનીઓ પઢી છે તેજ બાબદ સ્ટેટમેંટ કરૂં છું. હું કોઈ ભાષણ કરૂં કે ન પણ કરૂં. અમોએ પ્રથમથીજ સરકારને બે વસ્તુની ચેતવણી આપી હતી. એક તો એ કે મુલકી કાયદાઓનો સવીનય અનાદર કરવામાં આવશે અને બીજું ડીસેંબરની આવતી કોંગ્રેસમાં કોંગ્રેસ હીંદી સ્વતંત્રતા જાહેર કરશે અને હીંદમાં "રીપબલીક" સ્થપાશે, આ બે કારણોને લીધે અંગ્રેજોએ ખાનગી યા ખુલ્લી રીતે અથવા સીધી કે ગ્રીકોની મારફત ઇસ્લામની બાકી રહેલા ભાગની કામચલાઉ સત્તા સામે દુશ્મનાવટ ભારી વલણ શરૂ કરી છે. હીંદી રીપબલીકના સવાલ બાબે દેશમાં દરેક વર્તમાનપત્ર (તે નામે સહકારી કે અસહકારી હો) ચરચા કરે છે અને હું નથી ધારતો કે જાહેરમાં કોઇપણ માણસ હીંદી લશ્કરના સવાલ બાબે ચરચા ચલાવતો હોય. હું કબુલ કરૂં છું કે હીંદના મુસલમાનોના સૌથી જાણીતા ઉલમાઓએ થોડાક માસ અગાઉ અસહકાર બાબે ઘણોજ સ્પષ્ટ ધાર્મીક ફતવો બહાર પાડયો હતો જેમાં ધારાસભાઓ બોયકોટ કરવાના, વકીલાત છોડવાના, સરકારી અને મદદ મેળવતી નીશાળો ત્યાગવાના, ઇલકાબો અને ઓનરરી ઓદ્ધાઓ છોડવાના અને સરકારની સેપાહ કે સીવીલીઅન તરીકેની નોકરી છોડવાના સવાલો બાબે જણાવ્યું હતું. કરાંચી અને ગોકકની કોનફરન્સ આ ગરીબ ઇલકાબ ધરાવનારાઓ ઉપર હુમલો કરવા ભરવામાં આવી હતી કારણ કે તેમણે તેમના માનનું વેચાણ કરી ઇલકાબો ખરીદયા હતા અને તે તેમની છાતીઓ ઉપર ધારણ કર્યાં હતા. આપણા વફાદાર સેપાહો માટે મને દરેક આશા છે. સરકારે તેની છેલ્લી યાદીમાં પણ તેમને દુઃખ દેવામાં બાકી રાખ્યું નથી. અમારી સ્હામે કામ ચલાવવા બાબેની સરકારે બહાર પાડેલી પોતાની છેલ્લી યાદીમાં તેમને નીચું બેવા જેવી મુબારકબાદી આપી છે.

અમો અમારા ભુખે મરતા ભાઇઓને ભુખે મરતા જોઇ શકીએ એમ નથી. લશ્કરમાંના મુસલમાનો અથવા અમલદારો ઉપર મોકલવામાં આવેલા ચોપાનીયાઓથી હું તદન બીન માહીતગાર છું પણ મને ખુશાલી ઉપજે છે કે ઉલમાઓએ હીંદી લશ્કરમાં છેવટે ખુદાનો સંદેશો મોકલ્યો છે. અત્રે મૌ. મોઆઝામ અલ્લીએ મૌલાના મહમદઅલીને કાંઇક કહ્યું જે પરથી મૌલાનાએ આગળ ચાલતાં જણાવ્યું કે મને આપવામાં આવેલી ખબર પ્રમાણે હું જણાવું છું કે જમીઅત ઉલ ઉલમાં પરીષદ અત્યાર સુધી તો હીંદી લશ્કરમાં ચોપાનીયાઓ મોકલ્યાની ના પાડે છે. પણ હું આશા રાખું છું કે તે હવે જરૂર તેમ કરશે. ૧૮૫૮ની સાલમાં જ્યારે લશ્કરે આ દેશમાં બળવો કર્યો હતો કે જેનો સીધો મુદ્દો ધારમીક હતો તે વખતે મહારાણી વીકટોરીઆએ રાજ્ય વહીવટ સ્વીકારતાં લોકોને સંતોષ આપવા માટે પહેલીજવાર ઢંઢેરો બહાર પાડયો હતો. ઈંગ્લાંડના રાજ્યકર્તાઓના ખેતાબોમાં "ધર્મ રક્ષક"નો ખેતાબ છે અને તે વખતના વડા પ્રધાને ધાર્યું કે હીંદી તરજુમામાં આ ખેતાબનો અર્થ સાધારણ રીતે "ધર્મ રક્ષણ કરનાર" થશે પણ તેને એક એક્સપર્ટે જણાવ્યું હતું કે દેશી ભાષામાં એ ખેતાબનો ખ્યાલ હીંદીઓના મગજમાં પહોંચાડવા માટે એ શબ્દ યોગ્યજ હતો કે તેનો અર્થ અમુક પંથના ખાસ ચેમ્પીઅન કે વડાનો થાય છે. આથી લોર્ડ ડરબીએ તે ખેતાબ કાઢી નાંખવાનો વીચાર કર્યો પણ મહારાણીનો મત માગ્યો ત્યારે તેઓએ ના પાડી અને તેઓની સુચનાથી લોર્ડ ડરબીએ પોતે ઢંઢેરો ફરીથી ઘડયો અને તેના પહેલાજ પેરામાં (હીંદની પ્રજા માટે કરેલા ઉપકારો વીશે છે તેમાં) જણાવ્યું છે કે ખુદાની મહેરથી અમો વફાદારીથી અને અંતઃકરણથી અમારા ધર્મના ઉપકારો વાળીશું. એ ઢંઢેરામાં જણાવ્યું છે કે ખ્રીસ્તી ધર્મના સત્ય ઉપર મક્કમ રીતે ભરૂસો રાખીને અને ધર્મના દીલાસાની કદર કરી અમો અમારો હક

ઉઠાવી લઇએ છીએ અને અમારી કોઈપણ પ્રજા ઉપર પુરી ખાત્રી કરવાની ઇચ્છા ધરાવીએ છીએ. અને તે છતાં અઢી દીવસ થયાં મારા મીત્ર સરકારી ધારાશાસ્ત્રી એક ઘણાજ પ્રતીષ્ઠીત હીંદુ અને છ માહરા ભલા મુસલમાન ભાઈઓ ઉપર આરોપો મુકવા પ્રયત્ન કરી રહયા છે.

ઢંઢેરામાં વધારામાં જણાવવામાં આવ્યું છે કે " અમો જાહેર કરીયે છીએ કે કોઇ ઉપર પક્ષપાત બતાવવામાં આવશે નહીં. કોઇને હેરાન કરવામાં આવશે નહીં અથવા તેમના ધર્મના વીશ્વાસને લીધે તેમને અશાંત કરવામાં આવશે નહી પણ તેઓ સઘળા એકસરખી રીતે અને બીન પક્ષપાત રીતે કાયદાનું રક્ષણ ભોગવશે" અને હું ધારૂં છું કે અમને તે લાભ મળશે. ઢંઢેરામાં લખ્યું છે કે "અમારી સત્તા હેઠળના સઘળાઓમાંથી કોઈ અમારી રૈયતની ધાર્મીક માન્યતા અથવા પુજામાં કોઇપણ રીતે દખલ કરી શકે નહીં." આ ઢંઢેરામાં જે પહેલી સત્તા જણાવવામાં આવી છે તે ગવરનર જનરલ પોતે છે અને હું ધારૂં છું કે તેમની સલાહ થી અમોને પજવવામાં આવે છે. અને અમારા ધારમીક વીશ્વાસને માટે અમારી ઉપર કામ ચલાવવામાં આવે છે. અમારી ઉપર હાલમાં જે બીજા ગુન્હાઓ મુકવામાં આવનાર છે તે હીંદી પીનલકોડ પ્રમાણે ઘણા થશે.

અત્રે કોર્ટ લંચ માટે બપોરે ૨–૨૫ મીનીટે ઉઠી હતી.

---

# મૌલાના મહમદઅલીનું વધુ સ્ટેટમેંટ.

## ખાણાં પછીની બેઠક.

ખાણા પછી કોર્ટનું કામકાજ આગળ ચાલતાં મૌલાના મહમદઅલીએ પોતાનું સ્ટેટમેંટ આગળ ચલાવ્યું અને કહ્યું કે.

આ ઢંઢેરાનું છેલ્લું વાકય મહારાણીએ પોતે રચ્યું હતું અને હીંદી પ્રજાને ઉદ્દેશીને તેણીએ કહ્યું હતું કે. "તેમની આબાદીમાં અમારૂં બળ છે, તેમના સંતોષમાં અમારી સલામતી છે અને તેમની વફાદારીમાં અમારો સઉથી સરસ બદલો છે અને અમારી પ્રજા માટેની અમારી ભલી ઇચ્છાઓનો અમલ કરવા સર્વ શક્તિમાન પ્રભુ અમને અને અમારી સત્તા નીચે હોય તેઓને શક્તિ આપો." બ્રિટિશ હીંદના બંધારણના પાયારૂપ આ ઢંઢેરો એટલો અગત્યનો લેખાય છે કે ૫૦ વરસ પસાર થયા પછી મહારાણીના પુત્ર રાજા એડવર્ડ સાતમા જેઓ તેમના પછી ગાદીએ આવ્યા ત્યારે તેમણે બીજો ઢંઢેરો આ પછી પચાસ વરસે બાહેર પાડયો અને તેમાં તેમણે જણાવ્યું હતું કે "આ પચાસ વરસ દરમ્યાનના બે ઢંઢેરા વચ્ચેની વખતે એક નવો યુગ ખુલ્લો થયો છે," બંને ઢંઢેરા વચ્ચેની અડધી સદી માટે તેમણે કહ્યું હતું કે "છેલ્લી અડધી સદીના અમારા પ્રયત્નો અમે સાફ નજરે અને ભલા હૃદયથી તપાસીએ છીએ. કોઇપણ માણસને તેની ધાર્મીક માન્યતા માટે મહેરબાની, સતાવણી કે અશાંતી કરવામાં આવી નથી. સઘળા માણસોને કાયદાનું રક્ષણ મળ્યું છે. કાયદાનો અમલ કોઇ પણ ન્યાતજાત, રીવાજ કે તેની સંસ્કૃતીના વીચારોને અપમાન કર્યા સીવાય કરવામાં આવ્યો છે." જ્યારે હાલના નામદાર શહેનશાહ ગાદીએ આવ્યા ત્યારે ૧૯૧૦ ના મેની તા૦ ૨૪ મીએ તે નામદારે પણ હીંદના રાજાઓ અને પ્રજા જોગો પત્ર બાહેર પાડયો હતો જેમાં ઉપરનો બે ઢંઢેરાને ઉદ્દેશીને કહ્યું હતું કે, "એ ઢંઢેરા શાહી રાજ્યની ઉમદા અને ઉપકાર ભાવનાના ચારટરો છે અને

મારી આખી ભવિષ્યની જીંદગીમાં હું તે ભાવનાને પ્રમાણીકપણે વળગી રહીશ." પરંતુ કાયદાનું રક્ષણ અમે ભોગવીયે છીએ તેવુંજ ભોગવવાનું હોય તો હવે વધુ વખત કોઇ પણ શહેનશાહ પોતાના રાજ્યના પ્રયત્નો સાફ નજર અને ભલા હૃદયથી તપાસી શકશે નહી અને આ ચારટરો ધર્મવાળી પ્રજા ઉપર નાસ્તીક વીચારો ઠોકી બેસાડવા અને ખુદાને સર્વ વ્યાપક માનવાને બદલે માત્ર પુતળારૂપ મનાવવાનો પ્રયત્ન કરનારી શાહી રાજ્યની ઉમદા અને ઉપકારી ભાવનાની હાંસી કરનારાજ બનશે. અને આ કીમતી મુકદમાનો અર્થ બીજો શું છે? હીંદના અમો હીંદુ મુસલમાનોએ કોની સલાહ પ્રમાણે ચાલવું? એક મુસલમાન તરીકે હું ખરા માર્ગથી ઉંધો જઇ બોલતો હોઉં તો મને ગુનેહગાર ઠરાવવાનો એકજ આધાર માત્ર કુરઆન કે છેલ્લા પયગંબરની વીશ્વાસપાત્ર રૂઢી કે આગલા અને હાલના જાણીતા મુસલમાન ઉલમાઓના ધાર્મીક ફતવાઓ કે જે પહેલાં બે ઈસ્લામી આધારભુત મુળ સાધનો પ્રમાણેજ છે તે બધા છે મને સંતોષ ઉપજે છે કે હું આજે ભુલ કરતો નથી કેમકે હાલના સંજોગોમાં સઘળા ધાર્મીક નીયમો મારી પાસેથી એજ કામ માગે છે કે જે માટે શયતાની નહીં કહેવરાવવા ઇચ્છતી આ સરકાર મારી સામે કામ ચલાવે છે. જે કામ નહીં કરવામાં મહા પાપ છે તે કરૂં તે માટે મને ગુનેહગાર કહેવામાં આવે તો આ દેશમાં હું મને સલામત કેમ માનું? કાંતો મારે પાપી બનવું જોઇએ કે કાંતો મારે રાજદ્વારી ગુનેહગાર બનવું જોઇએ, અને બ્રિટિશ વડા પ્રધાન હીંદી વજીર અને આજના વાઇસરાયની માફક હું ફરેસ્તાની બાજુએ રહેવાનું પસંદ કરૂં છું. ઈસ્લામ એક-અલ્લાહ સીવાયનો કોઇનો પણ રાજ અમલ સ્વીકારતું નથી કે જે અલ્લાહ સર્વથી શ્રેષ્ટ, કોઈ પણ અપવાદ રહીત, અનીવાર્ય, અભેદ્ય અને અતુટ છે.

પયગંબર યુસુફ તરફથી કુરાનના બારમા પ્રકરણુમાં જણાવવામાં આવ્યું છે કે "ઓ કેદીભાઇઓ તમને ઘણા દેવતાઓ પસંદ છે કે આપણા ઉપર કાબુ ધરાવનારો એકજ અલ્લાહ પસંદ છે. આપણે એક અલ્લાહ સીવાય બીજાની સેવા કરતા નથી અલ્લાહ સીવાયની બીજી કોઈ સરકાર નથી. તેણે તેમને ફરમાવ્યું છે કે તેની પોતાની સીવાય બીજા કોઇની તમારે સેવા બજાવવી નહીં. આ ખરો ધર્મ છે. પણ લોકોનો મોટો ભાગ તે જાણતો નથી." અને મને ચીંતા છે કે આ બીના આજે વધુ ખરી ઠરે છે કે જયારે એક સુબેદાર મેજરને કુરાને શરીફમાંની કોઇ બેતો (લીટીઓ) મળતી તથા તેની પોતાની ફરજ અને અલ્લાહ તરફની તેની ફરજ યાદ દેવાડનારા હજરત પયગંબરના કોઇ ફરમાનની યાદ દેવાડવામાં આવતાં તે પોતાના લશ્કરી વડા આગળ ગભરાટમાં દોડી જાય છે. અલ્લાહનો અમલ તેને નામે જુદા જુદા તાયફાવાળાઓ અને લોકોમાં તેઓ માટે મોકલવામાં આવેલા પયગંબરો ચલાવે છે. અને જયારે હજરત પયગંબર તરીકે સર્વે માણસજાત ઉપર અલ્લાહનો સુલેહનો પેગામ લાવ્યા છો આ દુનીઆ છોડી ગયા, ત્યારે તેઓ પછી ખલીફો એટલે કે તેઓના વારસો આવ્યા હતા; જેઓ ખરા ધરમ પાળનારાઓના વડા તરીકેનો હક ધરાવતા હતા. અમારા ધરમ મુજબ તુરકીના સુલતાન એટલા અમારા ધારમીક રાજા હોવાથી એક ઇસ્લામી પછી તે સીપાહ હોય કે નહીં હોય, તે ઇસ્લામી કે ગયર ઇસ્લામી કારોબાર હેઠળ હોય તે છતાં તેને કુરાને શરીફ તરફથી ફરમાવવામાં આવ્યું છે કે તેણે પોતાના અલ્લાહ અને પયગંબરની અને ઇસ્લામી વડાઓમાંના જે સત્તા ઉપર હોય તેમની તાબેદારી સ્વીકારવી. આ છેલ્લો અલબતે હઝરત પયગંબરનો વારસ છે ,પણ તેના તરફથી એક ઇસ્લામની તાબેદારી અલ્લાહ તથા હઝરત પયગંબરની તાબેદારીથી જુદી રીતે ઉતરતા પ્રકારની

અને ચોક્કસ શરતો સાથની તાબેદારી છે કે જે કુરાને શરીફના નીશા અથવા સ્ત્રીના મથાળાવાળા ૪થા પ્રકરણમાં ખુલ્લી રીતે જોવામાં આવે છે. તેમાં જણાવવામાં આવ્યું છે કે તમો, ખરા ઇસ્લામીઓ અલ્લાહને હઝરત પયગંબરને અને તમોમાંના જેઓ સત્તા ઉપર હોય તેમની તાબેદારી કરો અને જો તમને કશાના સંબંધમાં વાંધો ઉઠે તો અલ્લાહ અને તેના હઝરત પયગંબર ઉપર તે વાંધો છોડો. તમોને અલ્લાહમાં અને રૂઝે કયામતમાં વિશ્વાસ હોય તો આ વધુ સારો અને સૌથી વાજબી ઠરાવ છે. બીજા બોલોમાં કહીએ તો જો ઇસ્લામીઓનો વડો, એટલે કયામતમાં વિશ્વાસ હોય તો હઝરત પયગંબરનો પોતાનો વારેસ એક ઇસ્લામીને એવું કામ કરવા ફરમાવે કે જે તે કરવાને તે ખુશી નહી હોય તો તેને પોતા અને પોતે જે સરવેથી ઉંચા માણસની સત્તા સ્વીકારતો હોય તેની વચે જે કાંઇ વાંધો ઉઠે તે વાંધો પવીત્ર કુરાન અને હઝરત પયગંબરના સતાવાર ફરમાનો પ્રમાણે લવાદી માટે લઇ જવાનો હક ધરાવે છે, એટલુંજ નહી પણ તેને તેમ કરવાને ખુદ ફરમાવવામાં આવ્યું છે.

આગળ વધતાં મઉલાના મહમદઅલીએ પોતાની દલીલોના કુરાનમાંથી લંબાણુથી ઉતારા ટાંકી કહયું:—

લા—ઇલાહા—ઇલ્લલ્લાહ—મહંમદ—રસુલલ્લાહ. ખુદા એકજ છે અને મહંમદ તેનો પયગંબર છે. આ સીદ્ધાંત તત્વ વીચારકોના ગણીતનું કોષ્ટક નથી પરંતુ દરેક સાક્ષર કે નીરક્ષર મુસલમાનની માન્યતા છે. આ માન્યતાની સચ્ચાઇ અને પવીત્રતાની કસોટી તો ત્યારેજ થઇ કે જયારે મસીદમાં બંદગી માટે મળેલા સમુહને ખલીફ ઉમરે પુછયું કે પયગંબરના સઉથી બળવાન વીજેતા તરીકે હું તમને ખુદાના ફરમાનથી ઉલટા ચાલવાનો હુકમ કરૂં તો તમે શું કરશો? એક મુસલમાને આપવા યોગ્ય જવાબ હઝરતઅલીએ આપ્યો કે જેઓ પાછળથી ખલીફ થયા હતા. હઝરતઅલીએ કહયું કે મેં ખલીફ તરફ વફાદારીના સોંગદ

લીધા છે છતાં ખુદાના ફરમાનનો ભંગ કરવાનો હુકમ થાય તો હું તે હુકમ કરનારને ટકવા દઉં નહીં. બ્રીટીશ અમલમાં જો કે હીંદમાં નહીં પણ ઇંગ્લાંડમાં આવો કટોકટીનો પ્રસંગ ઉભો થયો હતો. જે વખતે રાજાના ઇશ્વરી હકમાં માનનારા રાજાનું પ્યુરીટનોએ માથું ઉડાવી દીધું હતું. બીજે પણ મુસલમાનો બીન–મુસલમાન અમલ હેઠળ શાંતીથી તાબે રહ્યા છે.

## કુરાને શરીફના ફરમાનો.

કોઇ પણ વખતે ના ફેરવી શકાય તેવો નીયમ એ છે કે મુસલમાનોએ કુરાને શરીફના ફરમાનોથી વીરૂદ્ધ જતા હોય તેવા કોઇ પણ હુકમો કબુલ રાખવા ન જોઇએ. રાજ્યકર્ત્તાઓની તાબેદારીના આવા નીયમો ફક્ત બીન મુસલમીનો માટેજ છે એમ સમજવાનું નથી; પરંતુ એ નીયમો સર્વને લાગુ પાડી શકાય તેવા છે. (અત્રે મેજીસ્ટ્રેટે મૌલાના મહમદઅલીને કહ્યું કે આ સ્ટેટમેંટ એક ભાષણ જેવું છે. જેપરથી મૌલાના મહમદ-અલીએ જણાવ્યું કે એ માત્ર સ્ટેટમેંટજ છે) આગળ ચાલતાં મૌલાના મહમદઅલીએ જણાવ્યું કે, મારા પોતાના ઉપર રાજકર્તા રામપુરના નામદાર નવાબ સાહેબ, હૈદ્રાબાદના નામદાર નીઝામ કે ટરકીના નામદાર સુલતાન પોતાની મુસલમીન રૈયત પાસે ઇસલામ વીરૂદ્ધનું કાંઈ પણ કામ કરાવવાની હીંમતજ કરી શકે નહી. આ સીદ્ધાંત હઝરત પયગમ્બરને લગતી કેટલીક વંશ-પરંપરાથી ચાલી આવેલી માન્યતાઓથી પુરવાર થઇ જાય છે. આમાંની એક એ છે કે એક મુસલમીન માટે સાંભળવું એટલે તે મુજબ અનુસરવું છે. તે જે કંઇ સાંભળે તે પ્રમાણે તેણે વર્તવું જોઇએ. શરત માત્ર એટલીજ કે જે સાંભળવામાં આવે તે ખુદાની ઈચ્છાઓથી વીરૂદ્ધનું ના હોય. મુસલમાનોની આ માન્યતાને લીધેજ તેઓએ મી. લોઈડ જયોર્જની ઈસ્લામ વીરૂદ્ધની રાજ્યનીતી સામે વીરોધ દર્શાવ્યો છે. ખીલાફત ડેલીગેશનના નેતા તરીકે ૧૯૨૦ ના માર્ચની ૧૯ મી તારીખે જયારે મને અને બીજા

ડેલીગેટોને મી૦ લોઈડ જયોર્જ સાથે મુલાકાત થઇ ત્યારે અમે આજ બાબત ખાસ તેમના ધ્યાનપર આણી હતી. આમ સાધારણ રીતે હીંદી મુસલમીનો અને અમારી ક્રીયાઓમાં એવું કાંઇ નથી કે જે જાણીને સરકાર અજાયબ થાય. અમારી મહાન ખુદા અને શહેનશાહત તરફની જુદી જુદી ફરજો છે. છેવટની વખતે જયારે વડી બ્રીટીશ સરકારની માગણી ખુદાના ફરમાનથી વીરૂદ્ધની માલમ પડી ત્યારે અમે મુસલમીનો તરીકે ખુદાનું ફરમાનજ બજાવવાનો પ્રયત્ન કર્યો. અમે તેમ કરવાને અમારાથી બનતું કરીએ છીએ. મુસલમાનોના પ્રેમ અને ઇતરાજી પર દૈવી પ્રેમ અને ઈતરાજીની ખાસ અસર રહે છે; કારણકે પયગમ્બરે કહ્યું છે કે ખુદામાં પ્રેમ અને ઇતરાજી બેઉ છે; તે ત્યાંજ સુધી કે જયાં સુધી હીંદના મુસલમાનોને એમ માનવાની ફરજ પાડવામાં આવે કે બ્રીટીશ સરકાર ખુદા અને ઇસ્લામની દુશ્મન છે. ઇસ્લામ તરફની વફાદારી મુસલમીનોએ મુશ્કેલીઓ અનેક જહેમતો અને અનેક સંકડામણોમાં પણ જાળવી રાખી છે. છેલ્લા યુરોપીઅન યુદ્ધ અને તે પછી બ્રીટીશ સરકારે ઇસ્લામી ધાર્મીક જગ્યાઓ સંબંધમાં જે વલણ દર્શાવી અને જે રીતે વચનો તોડવામાં આવ્યા તેથી મુસલમીનોની ખાતરી છે કે સરકાર ઇસ્લામી ધર્મ અને મુલકોની દુશમન છે. ટરકીનો ખલીફ જે મુસલમીનોનો ધાર્મીક વડો કહેવાય તેના લશ્કરો સામે મુસલમીન લશ્કરોને લડવું પડયું હતું. સ્મીરના અને થરેસ બાબેનું વચન કેવી રીતે પાળવામાં આવ્યું નથી તે તમે જાણો છો. વધારામાં સરકારે તહકુબીની શરતોથી વિરૂદ્ધ જઇ ગ્રીકોને ઇસ્લામ વીરૂદ્ધની લડત ચલાવવા દીધી છે એટલુંજ નહીં પણ છુપી રીતે ગ્રીકોને મદદ પણ કરવામાં આવે છે. ટરકીશ પ્રજાને તેના વતનમાંથી હાંકી કહાડવા હવે ક્રીશ્ચીઅનોએ જાણે કે એક મહાભારત હીલચાલ ઉપાડી લીધી છે ગ્રીકોએ ટરકીશ મુલકોમાં જે અત્યાચાર કર્યો છે તે માટે પણ સરકારજ જવાબદાર છે. આ અત્યાચારો કેટલી હદ

સુધીના કરપીણ છે તે મિત્ર રાજ્યોના કમીશનરોએ પોતે પોતાની તપાસ દરમ્યાન જાહેર કર્યું છે.

## જો મુસલમાન પાસે લશ્કર હોત તો?

જો મુસલમાનો પાસે પુરતુ લશ્કર હોત તો આજે તેઓને સરકાર સાથે ઇસ્લામી કાયદા પ્રમાણે એક ધારમીક યુદ્ધ જાહેર કરવાની ફરજ પડત અને તેમ થતે તો આ ખાલકદીના હોદ્દાની તપાસને બદલે કાંઈક જુદોજ મામલો નજરે પડતે પણ પુરતુ લશ્કર ન હોવાથી ઇસ્લામી કાયદા પ્રમાણે જેનાથી બની શકે તેવા મુસલમીનોને આ દેશ છોડી બીજા કોઇ દેશમાં જવાનું રહે છે. જયાં તેની ધારમીક લાગણીઓ ન દુખાવવામાં આવે કે જયાં તેને પબ્લીક પ્રોસીક્યુટર મારફત ન સતાવવામાં આવે.

## પબ્લીક પ્રોસીક્યુટરે લીધેલો વાંધો.

અત્રે પબ્લીક પ્રોસીક્યુટરે ધ્યાન ખેંચ્યું હતું કે મી૦ મહુમદઅલીએ કેસને લગતી જુબાની આપવાને બદલે ભાષણ કરવા માંડયું છે. ક્રીમીનલ પ્રોસીજર કોડનું ૩૪૪મું સેકશન માત્ર તોહમતદારને મુકદમાને અંગે પડેલી જુબાનીઓ બાબદજ સમજાવવા જણાવે છે. તોહમતદારે તો કાંઇપણ સમજાવ્યું નથી; પરંતુ ઘણુ લાંબી ચર્ચામાં ઉતર્યા છે, કે જેમ કરવા જરૂરી નહોતું અને તે હું માત્ર વખતની બરબાદી રૂપ ગણું છું.

મૌલાના મહુમદઅલી—મારા મિત્ર તાજ તરફના ધારાશાસ્ત્રીએ જુબાનીઓ શું છે અથવા તો ચાર્જ શું હતો તે સમજાવ્યું નથી. તેણે સ્હેજપણ અજવાળું તે પર પાડયું નથી અને હવે તે કહે છે કે સમજાવવાનો મને હક નથી.

મેજીસ્ટ્રેટ—પેરંતુ આ તો સ્ટેટમેંટને વધારે મળતું આવે છે.

મૌલાના મહુમદઅલી—હમો સામે પડેલી જુબાનીથી જે સંજોગો ઉભા થયા તે હું સમજાવું છું કે જે પરથી તમો ચાર્જ મુકવામાં અનુમાન લઇ જવા યોગ્ય મુદ્દે જઇ શકો. તે સરકારી ધારાશાસ્ત્રી) તમો સમક્ષ કોર્ટમાં કયો કેસ રજુ કરવાનો

છે તે સમજ્યાવીનાજ આવે છે. એક પછી એક શાહેદ સાક્ષીના પીંજરામાં મુકાયા અને મુકદમાના સાહેદો તરીકેની તેમની જુબાની અઢી દીવસ સુધી સાંભળ્યા પછી અમો સઘળા જે સમજયા છીએ તે એજ કે અમે ઉભા થઇને ઠરાવ પસાર કર્યો છે, અને વળી મારા ભાઇએ તેનો હાથ ઉંચો કર્યો હતો. મેં ઠરાવ વાંચ્યો હતો. ઠરાવમાં લશ્કરની બાબદ આવી તેતો અચાનકજ આવી ગઇ છે. ઠરાવ ઉપરથી જયારે ધારાશાસ્ત્રી એવું બતાવવા પ્રયત્ન કરે છે કે હમો લશ્કરને સરકાર તરફની ફરજમાંથી ચુકવવા ઇચ્છતા હતા. અને અમે એવું સમજાવવા માંગીએ છીએ કે દરેક લશ્કરી માણસે અલ્લાહના બનાવેલા પ્રાણીને વફાદાર થતાં પહેલાં ખુદ અલ્લાહનેજ વફાદાર થવું જોઇએ. આથી ઇસ્લામી કાયદો સમજાવવો એ મારો ફરજ થઈ પડે છે અને તેજ હું કરૂં છું. હું સીદ્ધ કરવા માંગુ છું કે અલ્લાહના કાયદા પ્રમાણે અને જે ઢંઢેરાઓ મારા હાથમાં છે તે જાહેર કરનારા ત્રણ રાજકર્તાઓના કાયદા પ્રમાણે હું સચ્ચાઈને વળગી રહ્યો છું.

મેજીસ્ટ્રેટ—જો હું ધારૂં તો આ નોંધ લેતાં સહેલથી બંધ પડું—પરંતુ હું તેમ નથી ઇચ્છતો. તમો ભાષણ ન કરતાં જુબાનીઓ બાબદજ બોલશો તો તે વધુ સારૂં થઈ પડશે.

મૌલાના મહમદઅલી—જો આ ભાષણ હોય તો મેં સંખ્યા બંધ બાબદો કહી હોત. હું ધારમીક કાનુનો સમજાવું છું કે જે બાબદ તમા[illegible] ને મારે વર્તવું જોઇએ.

મેજસ્ટ્રેટ—મુકદમાને અંગેજ બોલશો તે વધુ સારૂં થઇ પડશે. વળી બને તેટલું ટુંકું કરો.

મૌલાના મહમદઅલી—હું કયો મુકદમો તે પણ જાણુતો નથી. વારંટમાં ૧૦૫ સેકસન સાથે—બીજા કોઇ સેકસનો છે.

મેજીસ્ટ્રેટ—તે ૧૦૫ નહીં પણ ૫૦૫ મું સેકસન છે.

શ્રી શંકરાચાર્ય—આ વારંટ જુઓ—સેકસન ૧૦૫ છે.

મેજીસ્ટ્રેટ—મી. સ્માર્ટની એ ભુલ છે.

મૌલાના મહમદઅલી—એ ભુલને માટે મી. સ્માર્ટને કાંઈ લટકાવી દેવાના નથી.

મેજીસ્ટ્રેટ—ચાર્જ શું છે તે તો તમો જાણો છે.

મૌલાના મહમદઅલી—નહીં–મુકદમા પરથી હું એટલુંજ જાણી શકવા સામર્થ્યવાન થયો છું કે હમારી સામે ચાર્જ એ છે કે હમે ઠરાવ પસાર કર્યો કે મુસલમાન સૈનીકોએ લશ્કરમાં હવે લાંબો વખત નોકરી કરવી નહીં. એ એજ હુકમ છે કે જે મારા પરમાત્મા આજે પણ આપે છે. આ રહ્યો મહારાણીશ્રીનો ઢંઢેરો અને બીજા બે રાજાઓના ઢંઢેરા–કે જેને અનુસરીને તમારે વર્તવાનું છે. શું આ ચીજો ખાલી શબ્દો હતા–કાગળના ટુકડા પર–?! જો એની કાંઈજ કીંમત ન હોય તો તેમ કહો. અને કહો કે જો તમો મોહમેડન હો તો અંગ્રેજી રાજ્યની હકુમતમાંથી ચાલ્યા જાઓ.

મેજીસ્ટ્રેટ—તમે તમારૂં સ્ટેટમેંટ ચલાવો.

મૌલાના મહમદઅલી—જો તાજ તરફના ધારાશાસ્ત્રી વચ્ચે ન આવે તો હું આગળ ચલાવું–હું ઘણોજ નબળો થઇ ગયો છું, હું શરીરની હાલતમાં ઘણો નાદુરસ્ત થઈ ગયો છું. પરંતુ તે માટે કાંઇ ફરીઆદ રજુ કરતો નથી.

મેજીસ્ટ્રેટ—ફક્ત તોહમત બાબદજ બોલવા પ્રયત્ન કરજો. તોહમત તો કેટલાક ઠરાવો પાસ કરવા માટે અને લશકરને ફોસલાવવા માટે છે. જો તમો તે બાબદમાં આગળ ચાલશો તો તે હું નોંધી લઇશ.

મૌલાના મેહમદઅલી—હું કહું છું તેમાં એક પણ શબ્દ એવો હોય કે જે લશ્કરની બાબદમાં રેફરન્સ આપતો નહીં હોય તો તે પ્રસંગમાં મને કહેજો.

મેજીસ્ટ્રેટ—જો તમો અઢળક લંબાણ છે તેને ટુંકું કરી નાંખો તો હું તમોને દરેક પ્રકારે સવડતા આપવા તૈયાર છું.

આ પરથી મૌલાના મહમદઅલીએ આગળ ચાલતાં જણાવ્યું કે "૧૯૨૦ ના જુલાઇમાં સેંટ્રલ ખીલાફત કમીટીએ ઇસ્લામીક કાયદા અનુસાર અને કોમમાં જાણીતા એવા મોલવીઓની સલાહથી ચોક્કસ કાર્યક્રમ નક્કી કર્યો. આ કાર્યક્રમથી સરકાર સાથે યુદ્ધ કરવા બાબેની કે પરદેશમાં ચાલ્યા જવાની મુસલમાનોની ઈંતેજારી દુર થવા પામી.

મેજીસ્ટ્રેટ—જો તમે લખેલું આપો તો તમને ઠીક ન થઇ પડે ખરૂં ?।

મૌલાના મહમદઅલી—હું તે બધું લખી શકતો નથી. જો તમો મને શોર્ટહેંડ ટાઇપીસ્ટ આપો તો તેમ હું કરી શકીશ અને તમારો ઘણો આભારી થઇશ.

મેજીસ્ટ્રેટ—હું ધારૂં છું કે હું તેમ કરૂં અને તમે તમારૂં બાકીનું સ્ટેટમેંટ આપી દઇ શકો. હું તમને ટાઇપીસ્ટ મોકલું તેને તમે લખાવો. તમો શા માટે તે સ્ટેટમેંટ તેમ કરવા પહેલાં નથી આપતા.

મૌલાના મહમદઅલી—આ તો ફકત ટાંચણ (નોટસ) છે અને તે મારા સ્ટેટમેંટ દાખલ કોર્ટ સમક્ષ મુકવા જેવી બરાબર સ્થીતીમાં નથી.

મેજીસ્ટ્રેટ—હવે કેટલાં પાનાં બાકી રહ્યા.

મૌલાના મહમદઅલી—હું છ પાના-પર આવી લાગ્યો છું. અને એ કુલ્લે લગભગ ૨૦ પાના છે.

પ-મો. (કોર્ટના સવાલનો જવાબ આપતાં) બીજા તોહમતદારોને તપાસ્યા પછી-ટાઇપ કરેલું સ્ટેટમેંટ મુકવામાં વાંધો નથી.

મેજીસ્ટ્રેટ—(મૌલાના મહમદઅલીને) હું એવી નોંધ કરૂં છું કે તમો જણાવો છો કે-આ સ્ટેટમેંટના વધારામાં હવે પછી વધારાનું સ્ટેટમેંટ મુકશો.

આ પછી મેજીસ્ટ્રેટે મૌલાના મહમદઅલીને કેટલાક સવાલો પુછ્યા હતા.

મેજીસ્ટ્રેટ—ગોકક પરીષદના ઠરાવોની બે કોપીઓ તમારી પેટીમાંથી મળેલી.

મૌલાના મહમદઅલિ—હું આ સવાલનું કારણ સમજી શકતો નથી. શું આ પ્રશ્ન અત્યાર સુધી અપાયલી જુબાનીનો કાંઇક ભાગ સમજાવવાની અથવા તુટક જુબાનીને સાંધી દેવાની મને તક આપવા માટે પુછાય છે.

મેજીસ્ટ્રેટ—કોઇપણ સવાલના જવાબ નહીં આપવાની તમને સ્વતંત્રતા છે.

મૌલાના મહમદઅલી—મારી સામે પડેલી જુબાની વીશે પુછવાને બદલે આપ મુકદમાની નવી જુબાની બનાવો છો. અને જયારે આપ આટલા બધા ઉંડાણ ઉતરવા માગો છો તો હું કબુલ કરૂં છું કે કાગળો મારી માલકીના હતા, અને વળી ઠરાવ પણ મેંજ ઘડયો હતો અને અંગ્રેજીમાં તેનું ભાષાંતર પણ મેંજ કરેલું–જો કે ઠરાવના તરજુમાની પાછળની ઉરદુ બેતો (લીટીઓ) મારી બનાવેલી ન્હોતી.

મેજીસ્ટ્રેટ—તમે ગોકકમાં હાજર હતા.

મહમદઅલી—હા.

મેજીસ્ટ્રેટ—તમે સ્વીકારો છો કે નાં૦ ૬ ના ઠરાવનો તરજુમો જે પ્રોસીકયુસન–ઓર્ડર–સાથે છે તે ખરો છે.

મહમદઅલી—મારે શા માટે સ્વીકારવું જોઇએ. થરપારકરના પોલીસ સુપ્રીનટેન્ડન્ટ જાણે છે. હું સવાલની મતલબ નથી સમજી શકતો.

મેજીસ્ટ્રેટ—કરાંચીમાં એજ રીતીએ એ ઠરાવ પાસ કરાયલો.

મહમદઅલી—હા.

મેજીસ્ટ્રેટે સ્ટેટમેંટ જરૂરી સુધારો કર્યા પછી સહી કરવા કહયું હતું. જે પછી મેજીસ્ટ્રેટે મૌલાના મહમદઅલીને કહયું કે હું આશા રાખું છું કે બીજા બધા તોહમતદારો પોતાના સ્ટેટમેંટો નહીં આપશે. જે પરથી મૌલાના મહમદઅલીએ જણાવ્યું કે હું ન કહી શકુ બીજા તોહમતદારોને સીધું પુછી લેવું.

---

# મૌલાના મહમદઅલીનો છેવટના ભાગનો ખુલાસો.

(મૌલાના મહમદઅલીએ પોતાના સ્ટેટમેંટનો અધુરો રહેલો લખીત ખુલાસો કોર્ટને આપ્યો હતો તે ભાગ નીચે મુજબ છે.

પણ સને ૧૯૨૦ ના જુન મહીનામાં સેંત્રલ ખીલાફત કમીટીએ ઈસ્લામની શરીઅત અનુસાર, તેમજ બીજા ધર્મના છતાં અમારા દેશનાજ કેટલાક આગેવાનોની સાથે મસલત કરીને ચળવળ ચલાવવા માટેનો એવો માર્ગ નક્કી કર્યો કે જેથી મુસલમાનોમાં એવી આશા ઉભી થઇ કે આ સરકારની સામે લડાઈ જગાવ્યા સીવાય જલદી છુટકારો થઈ શકશે. તેમણે એવો નિશ્ચય કર્યો કે તેમણે સરકારને સહકાર દેવો બંધ કરવો, અને આ રીતે આકસ્મીક રીતે રાજકારોબારને પાંગળો બનાવી દેવામાં સહાયભુત થવા છતાં પણ, સરકાર ખીલાફત અને ઇસ્લામની વીરૂધ જે દુશમનાવટ ભર્યા કામો કરી રહેલ છે, તેના કામોમાં તે પોતે તો ભાગીદાર નહીં બને. અસહકારની આ યોજના "તર્કે મવાલાત" ની જાણીતી ઇસ્લામીક પદ્ધતી ઉપર રચાયલી હતી. જે "તર્કે મવાલાત"ને માટે કુરાને શરીફમાં જોઇએ તેટલો ટેકો આપેલ છે, તેથી આ વીષયમાં પાક પયગંબરે જે સત્તાવાર આજ્ઞાઓ કરેલી છે તે બધાની વીગતમાં નહીં ઉતરતાં માત્ર થોડાક ભાગનું અત્રે અવતરણ કરી બતાવીશ. (અત્રે ખુદાના માર્ગની સામે થનારાઓ સાથે કોઇપણ જાતનો મિત્રભાવ નહીં રાખવા માટેનું, સુરએ મુમતહીનાના ૬૦ માં અધ્યાયમાંથી લાંબું અવતરણ ઉતાર્યું હતું.)

અત્રે જણાવવું જરૂરનું છે કે આ આજ્ઞાઓ મક્કાની જીતના પ્રસંગમાં હઝરત પયગમ્બરના સાથી હાતેબિલ–અલીબલઅતએ મક્કાના વીધરમીઓને ચેતતા રહેવાની કાગળ લખીને સલાહ

આપી હતી, તે વખતે કરવામાં આવી હતી, કારણકે તેમ કરીને મક્કામાં પોતાનું કુટુંબ રહી ગયું હતું તેમની તરફ તેઓ મહેરબાની બતાવે તેવી લાલચ તેમને આપવાની હતી, પણ તે અટકાવવામાં આવેલ હતો. મુસલમાનો વીરૂધ બીનમુસલમાનોએ લડાઇ જગાડી હોય તેમની સાથે કેવો વ્યવહાર રાખવો તે હઝરત અબુબકરના પુત્રી અને હઝરત પયગંબરના પત્ની આયેશાનાં બ્હેન હઝરત આસમાના પગલાંથી બતાવવામાં આવેલ છે. એ હઝરત આસ્માએ તો એટલે સુધી કર્યું હતું કે, પોતાની માતા જે અત્યાર સુધી ઇસ્લામમાં માનતી નહોતી તેનો ત્યાગ કર્યો હતો, તેની લાવેલી ભેટ સોગાદ તેણે સ્વીકારી નહોતી પણ તેને પોતાનાં મકાનમાં દાખલ થવાની પણ ના પાડી હતી. આ બંને પ્રસંગોમાં મુસલમાનો માટે બીન—મુસલમાનો જેઓ ધાર્મીક કે મુલકને માટે લડાઇ જગાડી હોય તેમની સાથે કેવી રીતે વરતવું તેની કદી પણ ન ઉલ્લંઘી શકાય તેવી મર્યાદા બતાવેલી છે. આમ બ્રીટીશ સરકારનો પહેલા વર્ગમાં બતાવેલા કારણમાં સમાવેશ થતો હોવાથી મુસલમાન તેને કોઇ પણ જાતનો સહકાર દઇ શકે નહીં કે મીત્રતાનો સંબંધ ધરાવી શકે નહીં.

આવા ઉદાહરણો થોડાં નથી તે બતાવવા સારૂં કુરાને શરીફમાંથી કેટલાંક વધારે અવતરણો આપવા જરૂરનાં છે. એમ કહી સુરા–ઈ–મુજાદીલાહના ૫૮ માં પ્રકરણમાંથી, ખુદાના કામની વીરૂદ્ધ થનારાઓ હંમેશને માટે દોજખમાં રહે છે અને પોતે શેતાનની સાથે ભળેલા હોવાથી કયામતના દીવસે ખુદાની વાત ભુલીજ જાય છે, અને ખુદાને પક્ષે રહેનારાઓને કેવા સુખ મળે છે તે વીષે લંબાણ ઉતારો આપીને મઉલાના આગળ લખતાં જણાવે છે-કે, આ ઉતારાને લક્ષમાં લેતાં જેઓ ખુદાને અને તેના દુતોની વીરૂદ્ધ થાય તેની સાથે સાચા મુસલમાનોએ સહકાર કરવો કે અસહકાર એ વિષે હવે લગારે શંકા રહેતીજ

નથી. વળી પવીત્ર કુરાનના ત્રીજા પ્રકરણ સુરાઇ-અલ-ઇ-મરાન-માંથી ખુદાની શક્તી કેવી સર્વવ્યાપી છે, તે ખુદાને નહીં માન-નાર તરફ પણ કેવા દયાભાવથી જુવે છે, તથા છેવટ સુધી વીધર્મી રહેનારાઓના મ્હોં કયામતને દિવસે કાળાં થશે તેમને ખુદા શું કહેશે તથા કયામતને દીવસે ખુદામાં વીશ્વાસ રાખના-રના મ્હોં સફેદ થશે અને તેઓ ઉપર ખુદાની મહેરબાની ઉતરશે તે તથા જયુ અને ખ્રીસ્તીઓ વીષે શું કહયું છે વગેરે વીગતવાર બતાવનાર અવતરણ ઉતારીને મૌલાનાએ કહયું કે, જયુ લોકો તથા ખ્રીસ્તીઓના સંબંધમાં આ ઉતારાઓમાં સ્પષ્ટ વાત કહેલી છે તેમ કહી જયુ તથા ખ્રીસ્તીઓ વીશે કુરાને શરીફના સુરાઇ મોઇદાહ નામના પાંચમાં પ્રકરણમાંથી લંબાણ ઉતારો આપ્યો. જેમાં ચોકખું કહેલું છે કે ખુદામાં વીશ્વાસ રાખનારાઓએ જયુ અથવા તો ખ્રીસ્તીઓને મીત્ર તરીકે ગણવા નહીં. તે ઉપ્રાંત જીહાદ કયારે કરવી તે પણ તેમાં જણાવ્યું છે અને ખુદાએ ખ્રીસ્તીઓ તથા જયુ લોકો ઉપર કેવા શ્રાપ આપેલ છે એમ કહેલ છે.

આ ઉપરાંત કુરાને શરીફમાં જે બીન મુસ્લીમો મુસ્લીમોના ખુદા અને તેનાં દુતો સામે જંગમાં ઉતરેલા હોય, તેમની સાથે મીત્રતા કે સહકાર નહી રાખવા ફરમાવેલ છે. અને તેમ કરનાર ઉપર ખુદાનો ગુસ્સો ઉતરશે અને હંમેશને માટે દોજખમાં રહેવું પડશે એવું જણાવેલ છે. અને અત્રે તેનેજ મળતો મુકદમો છે. ખરેખર આ બાબદમાં ઇસ્લામનો કાનુન એટલો કડક છે કે જે મુસલમાન અપવીત્ર હોય તેને અંદર અંદર પણ મદદ નહીં કરવા જણાવેલ છે. કુરાને શરીફમાં કહ્યું છે કે "પવીત્ર અને ખુદાથી ડરીને થનારા કામમાં એક બીજાને મદદ કરો પણ પાપના અને ખરાબ કામમાં એક બીજાને મદદ ન કરો." એવું મુસલમાનોને ફરમાવવામાં આવેલું છે.

ખુદ મુસલમાનોની અંદર અંદર પણ સહકાર માટેની

આવી મર્યાદાઓ બાંધેલી છે તો પછી જે વીધર્મીઓ ઇસ્લામ અને ઇસ્લામના રક્ષકની સામે લડાઇ કરતા હોય તેની સાથે સહકારની પરવાનગી આપીજ કેમ શકાય ? સરકાર આજે એવુંજ કરી રહેલ છે, તો તેને લડાઇ કરવાના કામમાં મદદ કેમ આપી શકાય ? હીંદુસ્થાનના જાણીતા પાંચસો ઇસ્લામના ઉલમાઓએ, હીંદમાં કોઇએ પણ કરાંચીની ખીલાફત પરીષદ ભરવાનો વીચાર કર્યો હોય તેની ઘણાં મહીનાઓ પહેલાં તેવા કામની સામે પોતાનું કાનુનસર ફરમાન બહાર પાડયું હતું. પરંતુ એકાએક સરકારે શરમ ભરી રીતે અમારા અહીંસાને લગતા ખુલાસાને મારી મચડીને ફેરવી નાખ્યો હતો તથા ધરપકડના ડરથી અધમ રીતે અમને તાબે કરવાના માર્ગે મહાત્મા ગાંધીજીના આગ્રહને લીધે હલકામાં હલકી રીતે નીષ્ફળ નીવડયા એટલે, કરાંચીની પરીષદમાં એનગોરા વીષેના ઠરાવમાં લશકરના સંબંધમાં આકસ્મીક રીતે થયેલા ઉલ્લેખને, ગાંધી–રીડીંગ વાતચીત પછીથી સરકારે ત્રાપ મારી ખેંચી કાઢયો, અને જુવો—ધ્યાનપુર્વક જુઓ ! કે ઉલમાઓના ફતવાની લગભગ પાંચ લાખ કોપીઓ જુદી જુદી પ્રાંતીક અને સ્થાનીક તથા મધ્યસ્થાન સંસ્થાઓ મારફત સમસ્ત હીંદમાં વહેંચાઈ ગઇ. તે પછી નામદાર શહેનશાહે તે ફતવાને જપ્ત કર્યો. હું જણાવીશ કે આવી યુક્તિઓથી ૩૨ કરોડની પ્રજા ઉપર વીસમી સદીમાં તો રાજ્ય નહીં થઇ શકે.

## કુરાને શરીફ શું ફરમાવે છે ?

અને એ પાંચસે ધર્મગુરૂઓએ પોતાનો ફતવો કયા આધાર ઉપર તૈયાર કર્યો હતો ? પવીત્ર કુરાનમાં સમાયલી ચોખ્ખામાં ચોખ્ખી અને આગ્રહ ભેદી આજ્ઞાઓ, તેમજ હઝરત પયગંબરની આજ્ઞાઓ ઉપરથીજ હું તેને વીષે મારા મુદ્દાઓ કે ટીકા કરૂં તે બીનજરૂરી હોવાથી, હું તે આજ્ઞાઓજ કહી સંભળાવીશ:—

કુરાને શરીફમાંથી લગભગ છ એક ફકરા નીચે આપું છું:—

૧ કોઇ પણ મુસલમાને ભુલ થઈ હોય તે સીવાય બીજા

કોઇ મુસલમાનને મારવો નહીં જોઇએ–તે પછી એવી સ્થીતીમાં પણ ગુન્હો કરવાને માટે ભારેમાં ભારે શીક્ષા ફરમાવેલી છે. ( સુરા–ઇ–નીસા પ્રકરણ ૪ થું. )

૨ "પરંતુ જે કદીપણ ખુદામાં વીશ્વાસ રાખનારને જાણી જોઇને મારી નાંખશે તે હંમેશને માટે દોઝખમાં પડશે, ખુદા તેની ઉપર ગુસ્સે થશે અને તેને શ્રાપ આપશે અને તેને માટે ભારેમાં ભારે દુઃખ ઉભાં કરશે." (ઇદેમ.)

૩. ઓ, ખુદામાં વીશ્વાસ ધરાવનારાઓ તમારી પોતાની મરજીથી તમારી વચ્ચે વ્યાપાર ચાલતો હોય તે શીવાય ખોટી રીતે એક બીજાની વસ્તુ પચાવી પાડતા નહીં અને દયાળુ ખુદા તમારામાં છે તેથી એક બીજાને મારતા નહીં અને જેઓ દ્વેષથી કે ખોટી રીતે તેમ કરશે તેને અગ્નીમાં નાંખવામાં આવશે કારણ કે ખુદાને માટે તે સહેલું છે. જે વસ્તુઓને ત્યાજ્ય ગણેલી છે તે અમે તેવી મહાન હોય તો પણ તમે તેને ત્યજી દેશો તો અમે તમારી ભુલો દરગુજર કરી તમને માન સાથે જન્નતમાં લઇ જઇશું. ( ઇદેમ. )

કુરાને શરીફમાંથી એવા બીજા બે ત્રણ અવતરણો આપી હઝરત પયગમબરની આજ્ઞાઓ બતાવતાં મૌલાનાએ કહયું કે એવી આજ્ઞાઓ એટલી બધી છે કે કઇ અત્રે કહેવી અને કઇ ન કહેવી તે પણ મુશકેલ છે એમ કહી એમણે લગભગ ૧૬ ઉતારા આપ્યા છે તેમાં એક મુસલમાન બીજા મુસલમાનનું માત્ર ત્રણ વાજબી કારણ શીવાય લોહી વહેવડાવે તે મહા ગુનેહગાર થાય છે એવું બતાવેલ છે. એ ત્રણ વાજબી કારણોમાં (૧)ખુનનો બદલો, (૨) જાર કર્મની સજા અને (૩) સ્વધર્મનો ત્યાગ. એ જણાવેલ છે. બાકી મુસલમાનની સામે જીભથી કે હાથથી કશું પણ ખોટું ન કરે તે મુસલમાન છે. જે મુસલમાનને ગાળ દે તે ખોટું કરે છે અને તેની સામે લડાઈ કરે તે કાયર છે. જે મુસલમાનો સામે હથીઆર ઉપાડે તે મુસલમાન નથી. જો આકાશ અને દુનીઆના

તમામ વતનીઓ એક મુસલમાનને કાપવાના ગુનેહગાર થશે તો ખુદા નક્કી તે બધાને અગ્નીમાં નાંખશે. મુસલમાનને કાપવામાં મદદ કરનાર પછી ભલે અડધી દુનીયા તેની તરફ હશે છતાં ખુદાની દયા તેની ઉપર નહીં રહે. જગતનો નાશ કરનારા કરતાં એક મુસલમાનનું ખુન કરનાર ખુદાની નજરે મોટા ગુન્હેગાર છે અને ખુનની પહેલી બાબદને બીજા ગુન્હા કરતાં ઘણી નજીવી ગણે છે. ખુદા બધા પાપોની માફી આપશે પણ જે વીધર્મી રહીને મરશે અને જેણે જાણી જોઇને મુસલમાનને મારી નાંખ્યો હશે તેનાં પાપની માફી નહીં આપે. વાજબી કારણ વગર જે મુસલમાનને મારશે તેની ખુદા પ્રાર્થના પણ નહીં સાંભળે. દરેક મુસલમાનની જીંદગી, આબરૂ અને માલમીલકત બીજા મુસલમાન માટે હરામ છે. દોજખને સાત દરવાજા છે, તેમાં એક મારા અનુયાયીઓ ઉપર તલવાર ખેંચનારાઓ માટે છે. મુસલમાનનું થોડું લોહી વહેવડાવનારને સ્વર્ગના દ્વાર આગળ ખુદ ખુદા જાતે રોકશે. મારા અનુયાયીઓ તરફ જે તલવાર ખેંચશે તે મારો નથી, હું તેનો નથી. બે મુસલમાનો લઢતાં તલવારો ખેંચશે તો જે કપાયા હશે અને જેણે કાપ્યા હશે તે બંનેને અગ્નીમાં નાંખવામાં આવશે" વગેરે પયગમ્બરી આજ્ઞાઓ સંભળાવીને મૌલાના મહમદઅલીએ આગળ ચાલતાં કાબાના સંબંધમાં ઇબની–માઝાની હાદેસનાં ખુદાની નજરમાં, ખુદાના ભક્તની પવીત્રતા કેટલી બધી મહત્વની છે તેને લગતાં અવતરણ સંભળાવીને કહ્યું કેઃ—" આ પરધર્મી સરકારે, મુસલમાનોને, પવીત્રમાં પવીત્ર વસ્તુઓ કરતાં પણ મોસ્લેમ જીવન અને મોસ્લેમ મીલકતો વધુ નીરમલતાને માન આપવાનું કહેવા જતાં જેમની નિર્મલતા સહુકોઇએ સ્વીકારેલી છે, તેવા છ મુસલમાનો અને એક હીંદુની સામે, બંને કોમોની નીર્મલતા ઉપર અત્યાચાર કરીને, કામ ચલાવવા માંડયું છે.

## પયગમ્બરની છેલ્લી આજ્ઞા.

**હવે હું જે છેલ્લી પયગમ્બરની આજ્ઞા અત્યારે કહી સંભળાવવાનો**

છું, તે આ સંગમાં છેલ્લા પયગમ્બરનો છેલ્લો સંદેશ છે. પોતાના પવીત્ર બોધનું છેવટનું પ્રકરણ સદાને માટે બંધ કરી મક્કાની છેલ્લી યાત્રાએ લગભગ પોણા બે લાખ માણસો સાથે જવાની ત્રણ મહીના પહેલાંજ એ શબ્દો કહેલા છે. હજના દીવસે હાજર થયેલા સંઘને ઉદ્દેશીને તેમણે પુછ્યું કે આજે કયો દીવસ થયો? અને લોકો સમજયા કે તે વાતથી તેઓ અજાણ્યા હોઇ શકે નહીં પરંતુ માત્ર પ્રસંગને મહત્વ આપવા માટેજ ભાર મુકે છે એટલે તેમણે જણાવ્યું કે "ખુદા અને ખુદાના પયગમ્બર તે સારી રીતે જાણે છે." તે પછી તેમણે પુછ્યું કે, "આજે કયો મહીનો છે ?" તેનો જવાબ પણ લોકોએ ઉપર જણાવ્યા પ્રમાણેજ આપ્યો. છેવટે તેમણે લોકોને પુછ્યું આ કયું શહેર છે ? અને તેનો જવાબ પણ એજ રીતે વાળવામાં આવ્યો. ત્યારે પયગમ્બરે કહયું અને તે શબ્દો તેમની બધી આજ્ઞાઓના ઇતીહાસનાં અને તેમનાં જીવન ચરીત્રોનાં પુસ્તકોમાં પણ ટાંકવામાં આવ્યા છે કે. "યાદ રાખજો કે, આ શહેરમાં આ મહીનામાં આજના દીવસની હરમતની માફક તમારૂં લોહી, તમારી માલ મીલકત અને તમારી લજજા તે ખરી રીતે હરામ છે. યાદ રાખજો કે, તમે મારી પછી પાછા ખુદામાં વીશ્વાસ નહી રાખનારા બની જઇને એક બીજાનાં ગળાં કાપતાં નહી." આજ રીતે મુસલમાન સીપાહોને લડવા બોલાવવામાં સરકાર આવી બેઇમાની ને હજી ચાલુ રાખી રહી છે અને જયારે અમે પાક પયગમ્બરની આ પવીત્ર આજ્ઞાનું આવા પવીત્ર પ્રસંગે સ્મરણ કરાવીએ છીએ, ત્યારે જઝીરત અલ-અરબના બીન-મુસલીમ અંકુશના સંબંધમાં પયગમ્બરની મરણ વખતની આજ્ઞાઓની આપણે અવગણના કરીએ તેમ ઇચ્છે છે તે સરકાર કે જે બ્રીટીશ તાજ તરફથી ધર્મના સંબંધમાં બહાર પાડેલા સઘળા ઢંઢેરાની અવગણના કરીને અમારી ધરપકડ કરે છે.

## અમે કાંઈ પણ પાપ કર્યું જ નથી.

હું હવે માત્ર એકજ વાત જણાવીશ કે જેથી ઇસ્લામની શરીયતની સહુને ખબર પડે. જે સીપાહોના બળવા પછી મહારાણીનો ઢંઢેરો પ્રકટ કરવામાં આવ્યો હતો; તે બળવો કાર્તુસ ઉપર ગાય અને ડુક્કરની ચરબી લગાડેલી હોવાની માન્યતાને લીધેજ થયો હતો, પરંતુ ઇસ્લામી કાયદામાં કહ્યું છે કે, ડુક્કરનું માંસ નહી લેવા માટે મરણનો ભય બતાવવામાં આવે તો તે લેવું, એટલુંજ નહીં પણ તે લેવાની ના પાડનાર પાપી તરીકે મરશે, પરંતુ જો એક મુસલમાનને ન કાપી નાખવા માટે તેને મારી નાખવાનો ભય બતાવવામાં આવે તો તે વખતે તેણે ના પાડવીજ જોઇએ. વખત એવો આવે તો, પોતાના દીલથી તે ખુદા તરફ સાચો વફાદાર રહેવા છતાં, બહારથી ઇસ્લામનો ત્યાગ કર્યાનું પણ જણાવી શકે; પરંતુ તે એક મોસ્લેમને કાપી શકે નહીં. પરંતુ આ સરકાર કે જે સીપાહોને લશ્કરમાં દાખલ કરવા પહેલાં તમને શીતળા ટંકાવવા કે ફરીથી શીતળા ટંકાવવા માટે કાંઈ વાંધો છે? એવું પુછવાની નાજુકાઈ બતાવે છે તેજ સરકાર એક મુસલમાનને સ્વધર્મનો ત્યાગ કરવાના કે ડુક્કરનું માંસ ખાવાના કરતાં પણ વધારે ખરાબ કામ કરવાની ફરજ પાડી રહી છે. જો સહીષ્ણુતાની ડંકાશોની કે ત્રણ રાજકર્તાઓના ઢંઢેરાઓની લગાર પણ કીંમત હોય તો મુસલમાન સીપાહોને, હાલના પ્રસંગે લશ્કરમાંથી ખેંચી લેવામાં અમે અમારી ધારમીક અને કાનુની ફરજ બજાવી છે અને તેમાં અમે કંઈ પાપ કે ગુન્હો કર્યો નથી.

મેજીસ્ટ્રેટે એ પછી મૌલાના હુસેન અહમદ (તોહમતદાર નાં૦ ૨)ને તેનું સ્ટેટમેંટ આપવા કહેતાં મૌલાનાએ હા કહી અને તે પછી ઉરદુમાં બોલવા માંડયું. પરંતુ સરકારી દુભાશીઆએ મૌલાના હુસેન આહમદની ઉરદુ જબાનનો તરજુમો કરવા

અશક્તી જણાવી જે પરથી મેજીસ્ટ્રેટે અંગ્રેજી જાણો છો કે કેમ તે બાબદ પુછતાં મૌલાનાએ નકારમાં જવાબ આપ્યો હતો.

મેજીસ્ટ્રેટે તેપરથી તોહમતદારોને પુછતાં કહ્યું કે તમારામાંથી કોઈ મૌલાનાના ઉરદુનો તરજુમો કરશો.

મૌલાના શૌકતઅલી—હમો અસહકારને માનનારા છીએ એટલે હમે કોઇપણ માર્ગે કોર્ટને મદદ કરવા નથી ઇચ્છતા.

મેજીસ્ટ્રેટ—જો તમો અસહકારી તરીકે કાંઇપણ સ્ટેટમેંટ કરવા માંગતા નથી એમ કહેશો તો હું ઘણો ખુશી થઈશ. (હસાહસ)

અત્રે ડૉ૦ કીચલુને મેજીસ્ટ્રેટે કહ્યું કે જો તમારે કાંઇ કહેવું હોય તો કહો, જેપરથી તેમણે ઉરદુમાં બોલવા માંડતાં કોર્ટે અંગ્રેજીમાં બોલવા કહ્યું.

ડૉ૦ કીચલુ—હું અંગ્રેજીમાં બોલી શકું પરંતુ ઉરદુમાં બોલવું વધારે પસંદ કરૂં છું.—કારણ કે તે ભાષામાં મેં મારૂં મુળ ભાષણ કરેલું, અને તેમાંજ (ઉરદુમાંજ) હું મારા વીચારો ખરોખર રીતે દર્શાવી શકું છું.

મેજીસ્ટ્રેટ—એનો અર્થ માત્ર વખત ગુમાવવા જેવું છે

ડૉ૦ કીચલુ—દીલગીર છું કે કાંઇ ઉપાય નથી.

મેજીસ્ટ્રેટ—હું ધારૂં છું કે તમો જે કાંઇ ઉરદુમાં કહો તેનો હું તરજુમો કરી શકું, પરંતુ એટલું છતાંએ જો તમોજ અંગ્રેજીમાં કહો તો તે વધુ સારૂં થઈ પડશે.

ડૉ૦ કીચલુ—નહીં સાહેબ—હું દીલગીર છું.

મેજીસ્ટ્રેટ—એ રીતે તો મારે નોંધ કરવી કે તમો અંગ્રેજીમાં સ્ટેટમેંટ કરવા નાપાડો છો.

ડૉ૦ કીચલુ—તમોને યોગ્ય લાગે તેમ તમે કરો.

### પીર ગુલામ મુજાદીદનું સ્ટેટમેંટ.

મેજીસ્ટ્રેટે પીર ગુલામ મુજાદીદને કાંઈ કહેવું હોય તો કહેવા કહ્યું જેપરથી તેમણે સ્ટેટમેંટ કરતાં જણાવ્યું કે, અમારા ખુદાએ પવિત્ર કુરાન જે ૧૩૦૦ વરસપર થએલું છે

તેમાં ફરમાવ્યું છે કે જે ખૂદાની આજ્ઞાઓની સામે જતી હોય તેને ઝાલીમ ગણવી. બીજી જગ્યાએ એવો બોધ આપવામાં આવ્યો છે કે હમારે હમારા ચુકાદા બીજી કોઇ કોર્ટમાં નહીં પણ જે કોર્ટ પવિત્ર કુરાનને આધારે ન્યાય આપતી હોય તેની પાસેથીજ મેળવવા. અમને ૧૩૪૦ વરસ પહેલાંજ આવી કોર્ટનો બહીષ્કાર કરવાની આજ્ઞા અપાએલી છે. અને કુરાનના શબ્દો દેશમાં બધે પહોંચાડવાની આજ્ઞા છે. કુરાનના બીજા ગ્રંથમાં એમ લખેલું છે કે જે માણસ કુરાનનો સંદેશો બીજાઓને પહોંચાડતો નથી તેને હું અને બીજાઓ શ્રાપ આપીએ છીએ. અને એમ પણ લખ્યું છે કે જે મુસલમાન બીજા મુસલમાન સાથે લડે છે અથવા તેને મારી નાંખે છે તે હંમેશને માટે નર્કમાં જાય છે. અને પ્રભુના શ્રાપને પામે છે. કુરાનમાં એમ પણ કહેવામાં આવ્યું છે કે કોઇપણ મુસલમાનને મારવા નહીં, કારણ તે ખૂદાના માનીતા છે. આ તેમજ પવિત્ર કુરાનના બીજાં ફરમાનો ટાંકી તેમણે કહ્યું કે જે ઠરાવ ગયા જુન અથવા જુલાઈ માસમાં પસાર કરવામાં આવ્યો છે તેતો એક હજાર ત્રણસોને ચાલીસ વરસનો જુનો છે, તે કાંઇ મૌલાના મહમદઅલીએ રજુ કર્યો નથી પરંતુ હઝરત પયગમ્બરે જાતે રજુ કરેલો છે, અને અલ્લાહની તેને સંમતી છે. આ દુનીઆમાં ૪૪ કરોડ મુસલમાનો છે, અને તેઓ આ ઠરાવ રોજ વાંચે છે. ધર્મને આ દુનીઆમાંથી નાસ પામી ગએલો જોવા ઇચ્છે છે તેવી કોર્ટમાં હું કાંઇપણ સ્ટેટમેંટ આપવા નથી ઇચ્છતો.

પવિત્ર કુરાનમાં કહ્યું છે કે જે લોકો કુરાનનો નાશ કરવા પ્રયત્ન કરશે, તે જાતેજ નાશ પામશે. અને તેથી મૌલાના મહમદઅલીના કે શૌકતઅલીના કેદ થવાથી અથવા તો હમો સાતે જણને મારી નાંખવાથી કાંઇ અમારો ધર્મ નાશ પામવાનો નથી. આ સંબંધમાં પવિત્ર કુરાનનું વિશેષ જાદુએ એટલું પ્રમાણ હું આપી શકીશ.

મેજીસ્ટ્રેટ—તમે મુતાફીક ફતવાપર સહી કરી હતી.

જ—એ ફતવા ઉપર મેં સહી કરી છે, અને મારી સાથે બીજા ૫૦૦ જણાએ તેની ઉપર સહી કરી છે. અમારી અખીલ સીંધ ઉલેમા પરીષદે એ ફતવાને ફરી પ્રગટ કરવા ઠરાવ કર્યો છે, અને મેં તેની ઉપર સહી કરી છે. કારણકે એ ફતવો કુરાનના ૧૯ ફકરાઓને આધારે અને હઝરત પયગમ્બરની ત્રણ દંતકથાઓને આધારે ઘડવામાં આવ્યો છે. જો તે ફતવાને જપત કરવામાં આવે તો તેનાથી પવિત્ર કુરાનના ૧૯ ફકરાઓ પણ જપત થાય છે, અને કોઇપણ મુસલમાન કુરાનની વિરૂદ્ધનો એક અક્ષર પણ સહન કરી શકશે નહીં.

અત્રે લગભગ ૫–૪૦ મીનીટ થવાથી મૌલાના મહમદઅલીએ પોતાની નીમાજને માટે માત્ર દસજ મીનીટ બાકી રહેલી છે તે બાબદ કોર્ટનું ધ્યાન ખેંચ્યું અને અડધા કલાક માટે કોર્ટને મુલતવી રાખવા માંગણી કરી. મેજીસ્ટ્રેટની ઇચ્છા કોર્ટ ૬ વાગતા સુધી ભરવાની હતી; પરંતુ તેમણે કોર્ટને મુલતવી રાખવા સ્વીકાર્યું.

---

**દીવસ ચોથો.**

ગુરૂવાર તા. ૨૯ મી સપટેંબર ૧૯૨૧

સાત આગેવાનો સામેના મુકદમો ગુરૂવાર તા. ૨૯ મીએ વધુ તપાસ માટે ૧૧ વાગે નીકળ્યો હતો આગેવાનો ૧૧–૫ મીનીટે આવી પહોંચ્યા હતા. બહાર ઉભેલા લોકોએ તેઓ આવી પહોંચતાં અલ્લાહો અકબર અને વંદેમાતરમ આદીના પોકારોથી વધાવી લીધા હતા.

કોર્ટનું કામ શરૂ કરાતાં મૌલાના મહમદઅલીએ જણાવ્યું કે મને માત્ર એકજ કલાકનો વખત મારૂં બાકી સ્ટેટમેંટ શોર્ટહેંડ રીપોર્ટરને નોંધાવવા માટે આપવામાં આવ્યો હતો અને તેથી તે પુરૂં કરવા શક્તીવાન થવાયું નથી. વારંવાર શબ્દોની જોડણી કરવી પડતી જેથી ઘણો વખત ગયો.

મેજીસ્ટ્રેટ—સ્ટેટમેંટ કરવા તમોને વધુ વખત આપવામાં આવશે.

મેજીસ્ટ્રેટ—(ડા. કીચલુને) તમો તા. ૯મી જુલાઇએ કરાંચીમાં મળેલી ઓલ ઇંડીઆ ખીલાફત કોનફરન્સમાં હાજર હતા.

ડો. કીચલુ—આવા સવાલો પુછવામાં કોર્ટનો શું હેતુ સરે છે તે જાણું નહીં ત્યાં સુધી હું આવા સવાલનો જવાબ આપવા ઇચ્છતો નથી.

મેજીસ્ટ્રેટ—મહેરબાની કરીને સવાલનો જવાબ આપો.

ડો. કીચલુ—હું જોઉં છું કે આજે કામ ચલાવવાની રીતમાં ફેરફાર કરવામાં આવ્યો છે. ગઇ કાલે આરોપીએ પોતાનું સ્ટેટમેંટ કર્યા પછી સવાલ પુછવામાં આવેલા ત્યારે આજે પહેલાં સવાલ પુછો છો. મારૂં સ્ટેટમેંટ રજુ કરવા મને પરવાનગી આપવામાં આવશે કે નહીં તે હું નથી સમજી શકતો.

મેજીસ્ટ્રેટ—હા. તમે શું કહો છો તે હું સમજું છું. ગઇ કાલે કામકાજ કરવાની રીતમાં ભુલ હતી. તમને તમારૂં સ્ટેટમેંટ આપવાને છેવટે વખત આપવામાં આવશે. તમે જવાબ આપવા તૈયાર છો.

ડો. કીચલુ—કોર્ટે પોતાની ભુલ કબુલ કરી એ બાઇમે હું રાજી થયો છું. હું જવાબ આપવા નથી માગતો પરંતુ હું મારા સ્ટેટમેંટમાં બધો ખુલાસો કરીશ.

મેજીસ્ટ્રેટ—ઠીક, ત્યારે હું નોંધ લઉં છું કે તમે કોઇ પણ સવાલના જવાબ આપવા ના પાડો છો.

ડો. કીચલુ—તમારી મરજીમાં આવે તે લખો.

મેજીસ્ટ્રેટ—તમે કોનફરન્સમાં છઠ્ઠા ઠરાવને ટેકો આપેલો કે જેમાં બીજી બાબદો સાથે એવું જણાવેલું છે કે "હાલની ઘડીએ બ્રીટીશ લશ્કરમાં મોહમેડન ભાઇએ ચાલુ રહેવું અથવા તો લશ્કરમાં દાખલ થવું કે બીજાઓને લશ્કરમાં જોડાવા લલચાવવા એ ધારમીક દ્રષ્ટીએ દરેક રીતે ગેરકાયદે છે અને તેથી

સાધારણ રીતે બધા મુસલમાનો અને ખાસ કરીને ઉલમાઓની ફરજ છે કે તેમણે આ ધારમીક આજ્ઞાઓ લશ્કરમાંના દરેક મુસલમાન ભાઇને પહોંચાડવી.

ડો. કીચલુ—તમને મહેનતમાંથી બચાવવા ખાતર હું મારૂં સ્ટેટમેંટ રજુ કરતી વખતે બધું જણાવીશ.

મેજીસ્ટ્રેટ—મારે કોર્ટની રીતભાત પ્રમાણેજ ચાલવું જોઇએ.

ડો. કીચલુ—હું ઘણો ખુશી થાઉં છું કે તમે આજે રીવાજ (પ્રોસીજર) જાળવો છો. અજાયબી એટલીજ થાય છે કે તમે ગઇ કાલે એ પ્રમાણે કેમ ન ચાલ્યા.

મેજીસ્ટ્રેટ—ઉપર પ્રમાણેનો ઠરાવ પરીષદમાં પસાર થયો હતો.

ડો. કીચલુ—હું આ સવાલનો જવાબ આપવા માંગતો નથી.

મેજીસ્ટ્રેટ—તમારે સાક્ષી વીશે અથવા તેમણે જે પુરાવો આપ્યો છે તે બાબદમાં કાંઇ કહેવું છે.

ડો. કીચલુએ તે પછી પોતાનું સ્ટેટમેંટ શરૂ કર્યું. જેનાં થોડાં વાકયો મેજીસ્ટ્રેટે લખ્યા અને પછી લખવા ના પાડી નીચે પ્રમાણે નોંધ કરી.

તોહમતદાર સ્ટેટમેંટ આપે છે, જે હું ધારૂં છું કે અપ્રાસંગીક છે કારણ કે તેને મુકદમા સાથે કાંઇ લેવા દેવા નથી. અને તેથી મને લાગે છે કે તે ઉતારવું નકામું છે. છતાંએ તોહમતદારને જણાવવામાં આવ્યું કે તેની ધ્યાનમાં આવે તે બાબદનું લેખી સ્ટેટમેંટ આપે જે રેકર્ડ ઉપર રાખવામાં આવશે. અને પાછળથી તેના ઉપર વીચાર ચલાવાશે. આ પછી મેજીસ્ટ્રેટે ફરી થોડાંક વાક્યો લખ્યાં અને પછી બીજી નોંધ કરી કે તોહમતદાર કાયદા પ્રમાણે દલીલ કરવા માંગે છે કે જે સ્ટેટમેન્ટ નથી અને તેથી તે લખવામાં આવ્યું નથી.

ડા. કીચલુનું સ્ટેટમેંટ.

શરૂઆતમાં હું જણાવવા માંગું છું કે મારા મીત્ર મૌલાના મહમદઅલીએ પોતાના સ્ટેટમેંટમાં જે દલીલ મુખ્ય કરીને ધા-

રમીક દષ્ટીએ પવિત્ર કુરાનમાંથી અને પયગંબરોની દંત કથાઓને આધારે જણાવી છે તેને અંતઃકરણપૂર્વક મળતો થાઉં છું અને એક અસહકારી તરીકે ચોખ્ખે ચોખ્ખું જણાવી દેવા માગું છું હું શબ્દ કે કૃત્યથી કોઇપણ રીતે આ કોર્ટને મદદ કરી શકતો નથી. વળી એજ વખતે હું એ પણ ચોખ્ખું જણાવી દઇશ કે મેજીસ્ટ્રેટ અથવા તો મારા મીત્ર તાજ તરફના ધારાશાસ્ત્રીને હલકા પાડવા જેવો એક પણ શબ્દ મારે વાપરવો નથી. જો કે તેઓ આ અધર્મી (પાપી) કામમાં ભાગ લઈ રહયા છે તેને માટે ખરેખર દીલગીર છું.

મેજીસ્ટ્રેટ—તમારો આ અભીપ્રાય અપ્રાસંગીક છે. અને હું તે નોંધી શકતો નથી.

ડૉ. કીચલુ—એ પ્રાસંગિક છે. હું મારો બચાવ કરવાનો અને ઉલટ પાલટ તપાસ–સાક્ષીની–કરવાનો હક શા માટે જતો કરૂં છું તે સમજાવવા માંગું છું–ખરેખર હું દીલગીર છૂં કે, હીંદી ન્યાયાધીશ આવું ગંદુ કામ કરે છે,

મેજીસ્ટ્રેટ—તમારે જે કહેવું હોય તે કહેવાને તમને સંપૂર્ણ સ્વતંત્રતા છે. પણ હું દીલગીર છૂં કે તે દફતરપર જવા દઇ શકતો નથી. કારણ કે તે તમામ અપ્રાસંગીક છે. હું નોંધ કરી લઉં છું કે તમે કહો છો તે અપ્રાસંગીક છે અને તેથી તે નોંધ્યું નથી.

ડૉ૦ કીચલુ—હું સમજુ છું કે તમારા અભીપ્રાય પ્રમાણે હું કહું છું તે અપ્રાસંગીક છે અને તેથી તમે મારા સ્ટેટમેંટનો કોઈપણ ભાગ નોંધતા નથી સરકારી ધારાશાસ્ત્રીએ યથાર્થ રીતે આખો કેસ સમજાવ્યો નથી. પરંતુ સાક્ષીઓની જુબાનીઓથી હું જે જાણી શકયો છું તે એકે મારી સામે ઠરાવને ટેકો આપવાનું તહોમત છે. મેં તે વખતે ઠરાવના દરેક શબ્દોને ટેકો આપેલો અને હમણાં પણ હું કહું છું કે હું તેમને ટેકો આપું છૂં. જો કે હું નથી કહી શકતો કે હમણાં જે ઠરાવ મને બતાવ્યો છે તે કોન્ફરન્સમાં પસાર થએલા ઠરાવની બરાબરજ છે. છતાં

હું એ ઠરાવને સંપૂર્ણ ટેકો આપું છું અને મળતોજ ઠરાવ આગળ ગોકકમાં પસાર થએલો, કે જેને પણ મેં ટેકો આપેલો. હું ધારૂં છું કે આ ઠરાવ સેકશન ૧૨૦ બી, ૧૩૧ અને ૫૦૫ અથવા તો હીંદી ફોજદારી ધારાના બીજા કોઇપણ સેકશનના સમાસમાં આવતો નથી. હું ધારૂં છું કે આ સેકશનો પ્રમાણે મારી તપાસ ચલાવાય છે. સરકારી ધારાશાસ્ત્રી કે કોર્ટ તરફથી તો મારી સામે કયા સેકશન હેઠળ મારાપર ચાર્જ મુકવામાં આવ્યો છે તે અત્યાર સુધી સમજાવાયું નથી. એક અસહકારી હોવાથી હું કાયદાની બાબદમાં ચર્ચા કરવા નથી ઇચ્છતો. મારી ધ્યાન પ્રમાણે આ મુકદમો હીંદી ફોજદારી ધારાના કાયદા હેઠળ આવી શકતો નથી. તેનાં કારણોમાંનું એક કારણ એ છે કે બ્રીટીશ સરકારના રાજ બંધારણનો પાયો અત્યાર સુધી ધારમીક સ્વતંત્રતાપર રચાયલો હતો, કે જે સ્વતંત્રતાનું વચન દરેક હીંદુ, મુસલમાન પારસી અને ખ્રીસ્તીને આપવામાં આવેલું હતું.

મેજીસ્ટ્રેટ—કારણો વા માંગતો નથી. હું માત્ર સ્ટેટમેંટજ લખીશ.

ડૉ૦ કીચલુ—મારે તમોને ઠરાવનો દરેક શબ્દેશબ્દ સમજાવવો છે. તેમાંથી ગુન્હો સાબીત કરવો એ તમારૂં કામ છે અને હું બતાવીશ કે તેમાં ગુન્હો નથી. છતાંએ તમે ધારો કે ગુન્હો છે તો તેની મને પરવાહ (દરકાર) નથી.

મેજીસ્ટ્રેટ—હું કારણો નોંધી શકતો નથી. તમો લખી સ્ટેટમેંટ આપો; તો તે શું વધુ સારૂં ન થઈ પડે.

ડૉ૦ કીચલુ—જો હું લખી આપી શકું તો તે હું મોઢેથી પણ આપી શકું. તે મારા છુટાપણાની આડે આવનારૂં છે. જો હું કાયદા પૂર્વક તકરાર કરવા ધારૂં તો કરી શકું એમ છું પરંતુ હું કરીશ નહીં.

મેજીસ્ટ્રેટ—આ પણ કારણો છે.

ડા. કીચલુ—એવાજ ઠરાવો બીજા સ્થળોએ પણ પસાર

ફરેલા—જેવાકે કલકત્તા, નાગપુર વીગેરે કે જયાં પણ મેં ટેકો આપેલો.

મેજીસ્ટ્રેટ—અમારે કલકત્તાના ઠરાવ સાથે કાંઇ કામ નથી. કરાંચી બાબદ જે કાંઇ કહેવાનું હોય તે કહો.

ડો. કીચલુ—તમો ગોકકના ઠરાવની બાબદ કહી ગયા. હું નોંધ કરાવવા માંગું છું કે, કલકત્તા, નાગપુર, જમીઅતુલ-ઉલ-ઉલમા અને બીજાં મંડળીએ પણ એ ઠરાવો પસાર કર્યાં છે અને પસાર કરતાં જાય છે. જેને હુંજ માત્ર એક નહીં પણ આખો હીંદુસ્થાન દેશ ટેકો આપે છે. જો કે સરકાર તેમની પાસે ઉલટો અભીપ્રાય અપાવવાની આશા રાખે છે.

મેજીસ્ટ્રેટ—હું ફરીને કહું છું કે કારણો ન આપો. પરંતુ મુકદમાને બંધબેસ્તુ હોય તે સ્ટેટમેંટ કરો.

ડો. કીચલુ—મને માલમ પડે છે કે કોર્ટની વલણ ફરી છે. હું આ એકતરફી ફારસમાં ભાગ લેવા સાફ ચોખ્ખી ના પાડું છું, અને જે કાંઇ કહેવાનું છે તે કહેવાનું માંડીવાળું છું.

મેજીસ્ટ્રેટ—તમો તમારા સ્ટેટમેંટ પર સહી કરશો—

ડો. કીચલુ—ના.

અત્રે મૌલાના મહમદઅલી—જેઓ પોતાનું આગલા દીવસે મેજીસ્ટ્રેટ તરફથી નોંધવામાં આવેલું સ્ટેટમેંટ વાંચતા હતા તેઓ ઉભા થયા અને કહ્યું કે, તમે મારા સ્ટેટમેંટમાં નોંધ કરી છે કે હું વધારાનું સ્ટેટમેંટ કરીશ; પરંતુ હું તમારી પાસે એટલું ઉમેરાવવા ઇચ્છૂં છું કે મેં આજે ફરીથી ચાલુ કરવા માટે ગઇ કાલે સ્ટેટમેંટ બંધ કર્યું તે તમારી પોતાની સુચના અને તમારી પોતાની ઇચ્છાથીજ કર્યું હતું. વળી હું એમ પણ નોંધ કરાવવા ઇચ્છું છું કે તમે મને પુછેલા કેટલાક સવાલોના જવાબો સંબંધી મેં એમ કહ્યું હતું કે તમે તો માત્ર મુકદમામાં પડેલા ગેપ—પુરવા અને તુટક જગ્યા સાંધવા સવાલ પુછો છો.

મૌલાના મહમદઅલીએ પોતાના સ્ટેટમેંટના જે વાકયો

મેજીસ્ટ્રેટે પડતાં મુકેલાં તે બતાવ્યાં પરંતુ મેજીસ્ટ્રેટે તે બીન ઉપયોગી જણાવ્યા હતા. જે વાકયોમાંનું એક વાકય એ હતું કે "મૌલાનાએ એમ કહ્યું કે હું કાંઇ સ્કુલ માસ્તર નથી કે થર-પારકરના જીલ્લા પોલીસ સુપ્રીનટેન્ડંટને શીખવું અને તેણે ઉરદુ કરાવનું કરેલુ અંગ્રેજી ભાષાંતર સાચું છે કે નહીં તે જણાવું. અથવા તો એના ભાષાંતરમાં કાંઈ ભુલ હોય તો સુધારૂં."

મેજીસ્ટ્રેટે કાંઇ પણ જવાબ નહીં આપ્યો.

## શ્રી શંકરાચાર્યજીને પ્રશ્નો.

એ પછી મેજીસ્ટ્રેટે શ્રી શંકરાચાર્યજીને કેટલાએક સવાલો પુછયા.

શંકરાચાર્યજીએ ખુરસી પર બેઠાં બેઠાં કાંઇ કહેવાનું શરૂ કર્યું; પરંતુ મેજીસ્ટ્રેટે તેમને ઉભા થઇ જે કાંઇ કહેવું હોય તે કહેવા જણાવ્યું.

શ્રી શંકરાચાર્યજીએ ઉભા થઇને સવાલના જવાબો આપવા ના પાડતાં કહ્યું કે, હમો હમારા આત્મીક (ધર્મ) ગુરૂ સિવાય બીજા કોઇ સમક્ષ ઉભા થઇશું નહીં—હમો કેદખાનામાં જઈશું. હમો દુઃખ સહન કરીશું; પરંતુ સન્યાસના કાયદાઓનું ઉલ્લંઘન કરીશું નહીં. આ હમારી ધારમીક સ્વતંત્રતાની આડે આવનારૂં છે. હમો આ કોર્ટનો બીલકુલ સ્વીકાર કરતા નથી. હમો સ્વેચ્છાપૂર્વક સન્યાસના કાયદાઓનું ઉલ્લંઘન કરી શકતા નથી. હમો સામે પડેલી જુબાનીઓમાં કોઇ પણ તોહમત પડયું નથી.

મેજીસ્ટ્રેટ—તમો જયાં સુધી ઉભા થાવ નહીં ત્યાં સુધી હું કાંઈ પણ નોંધી લઇ શકતો નથી—(મેજીસ્ટ્રેટે એવી નોંધ કરી કે તોહમતદારે તેને પુછવામાં આવેલા સવાલોના જવાબો ઉભા થઇને આપવા ના પાડી અને તેથી તેની તપાસ અહીં બંધ કરવામાં આવી છે )

## મૌલાના શૌકતઅલીને મેજીસ્ટ્રેટના પ્રશ્નો.

એ પછી મેજીસ્ટ્રેટે મૌલાના શૌકતઅલીને સવાલોના જવાબો

આપવા પુછયું. મૌલાનાએ જણાવ્યું કે મેજીસ્ટ્રેટે બધા સવાલો એકદમ સાથે પુછી નાંખવા અને તે સઘળી બાબદનો ખુલાસો પોતાના સ્ટેટમેંટમાં કરવામાં આવશે. વળી તેમણે એમ પણ કહ્યું કે હું કાંઇ ડૉ૦ કીચલુ જેવો ધારાશાસ્ત્રી નથી કે મારા ભાઈ મહમદઅલી જેવો વિદ્વાન નથી. જો તેઓની માફક મારા બોલવા વચ્ચે પણ માથું મારવામાં આવશે તો ચાલશે નહીં.

મેજીસ્ટ્રેટ—તમો તા૦ ૯ મી જુલાઇ ૧૯૨૧ના દીવસે કરાંચીમાં મળેલી ઓલ ઇંડીઆ ખીલાફત કોન્ફરન્સમાં હાજર હતા.

મૌલાના શૌકતઅલી—હા—હીંદુસ્થાનમાં એવી એકાદી પણ ખીલાફત કોન્ફરન્સ નહીં હશે કે જેમાં મેં હાજરી ન આપી હોય (હસાહસ)

મેજીસ્ટ્રેટ—કોર્ટમાં દાખલ કરાયો છે તેવો ઠરાવ એજ કોન્ફરન્સમાં પસાર કરાયો હતો.

મૌલાના શૌકતઅલી—હું અતીશય દીલગીર છું કે મેં આ ખાસ અગત્યના ઠરાવ ઉપર કાંઇ પણ ભાષણ ન કર્યું; જો કે મેં હજારો સભાઓમાં હજારો ભાષણો આપ્યાં છે. હું અંતઃકરણપૂર્વક તેની સંપૂર્ણ હીમાયતમાં હતો અને હમણાં પણ તેની હીમાયતમાં છું.

મેજીસ્ટ્રેટ—ઠીક ત્યારે, હું નોંધ લઉં છું કે તમે એ ઠરાવને ટેકો આપેલો—તમારે બીજું કાંઇ કહેવાનું છે.

મૌલાના શૌકતઅલી—ઢગલે ઢગલા કહેવાનું છે. (હસાહસ)

મૌલાના શૌકતઅલીએ એ પછી સ્ટેટમેંટ કર્યું પરંતુ મેજીસ્ટ્રેટે તે લેવા ના પાડી અને એવી નોંધ કરી કે તોહમતદાર સરકારને ગાળો દેવાને મંડયો. અને રાજદ્વારી ભાષણ આપવા મંડયો કે જેને આ મુકદમા સાથે કાંઇ લાગતું વળગતું નથી અને તેથી તે નોંધ્યું નથી. કેટલાક વખત પછી વળી પાછી મેજીસ્ટ્રેટે એવી નોંધ કરી કે તોહમતદારને બોલવા ફરીને વિનતી કરી અને ફરીને તે રાજદ્વારી બાબદો પર બોલ્યો અને તેથી તેની નોંધ લેવામાં આવી નથી.

## મૌલાના શૌકતઅલીના સ્ટેટમેંટનો તરજુમો.

આ અગાઉ પણ હું વારંવાર આવી કોર્ટો પ્રસંગોપાત બણતો આવ્યો છું-પરંતુ કરાંચીમાં આજે જે મેં જોયું તેણે મને એવા અભીપ્રાય ઉપર દોર્યો છે કે આ કહેવાતી તપાસના કરતાં તો થીએટરમાં ભજવાતો નાટક વધારે સારો. મારૂં કમનસીબ-એટલે કે મારા મુસલમાન ભાઇઓ અને મ્હારા હીંદુ, પારસી અને ખ્રીસ્તી ભાઇઓ પણ કમનસીબ કે તેમને ધર્મ તરફ માન વગરની આ સરકાર સાથે પાનાં પડયાં છે. હું મુસલમાન છું અને રાજાને મારી વફાદારી અમુક શરતેજ છે.

મેજીસ્ટ્રેટ—તમે રાજદ્વારી ભાષણ કરો છો. તમારે મુકદમા બાબદ જે કહેવું હોય તે કહો,

મૌલાના શૌકતઅલી—મેં હજારો ભાષણો કર્યાં છે. ભાષણો કરવાને મારે માટે આ તક નથી. ( સ્ટેટમેંટ ચાલુ રાખીને ) રાજા પ્રત્યેની મારી વફાદારીનો પાયો એ શરતે રચાયલો છે કે હું મારા ધર્મને અનુસરી ચાલવા અને ખુદા તેમજ પયગંબરની આજ્ઞાઓનો અમલ કરવા સ્વતંત્ર હોવો જોઇએ. મને જણાવતાં આઘાત થાય છે કે સરકાર જેને ધર્મ અથવા ખુદા કે પયગંબરને માટે માન નથી તે સરકાર સાથે મારે કામ પાડવું પડે છે. બહુ શરમ ભર્યું છે કે મારા હીંદી ભાઇઓ આવી સરકારને મદદ કરી રહ્યા છે. બેટુલની જેલમાંના છુટકારા પછી હું ખીલાફતના કાર્ય માટે પ્રયત્નો કરતો રહ્યો છું. હું વાયસરાય પાસે ડેપ્યુટેશન લઇ ગયો હતો. મહમદઅલીને ઇંગ્લાંડ મોકલ્યો, સાથે છોટાણી મીઆં પણ ઇંગ્લાંડ ગયા. ટુંકમાં ખીલાફતના સવાલની ધારમીક અગત્યતા આ સરકારને સમજાવવા હમે બધા માનુષી પ્રયત્નો કર્યાં; પરંતુ સરકારે ધ્યાન ન આપ્યું. આજે પણ હું ફરીને એકવાર છેલ્લો પ્રયત્ન કરી. સરકારના મગજમાં ઠસાવવા માંગું છું કે ખીલાફતનો સવાલ એ મુસલમાનોનો ઘણોજ અગત્યનો ધારમીક સવાલ છે.

મેજીસ્ટ્રેટ—તમે ફરીને રાજદ્વારી ભાષણ કરવા મંડયા છો. મેહેરબાની કરી ફક્ત મુકદમાને બંધબેસ્તું હોય તેજ કહો.

મૌલાના મહમદઅલી—મેજીસ્ટ્રેટ સાહેબ. શંકરાચાર્યને તમે તેઓ જ્યાં સુધી તમારા ઓફીસીઅલ રીવાજને માન આપી ઉભા થાય નહીં ત્યાં સુધી સ્ટેટમેંટ કરવા રજા આપી નહીં અને તેથી તે ધારમીક રીવાજને ગણકાર્યો નથી, અને હવે તમે કહો છો કે અલ્લાહના કાયદા અને ફરમાનને આ મુકદમા સાથે કાંઇ લેવા દેવા નથી તો શું તમોને ખુદામાં પણ વિશ્વાસ નથી. શું તમો ખુદાના કાનુન સમજાવવા નહીં દેશો.

મેજીસ્ટ્રેટ—ભાઇ મહમદઅલી તમે બેસી જાઓ.

મૌલાના મહમદઅલી—હું બેસી જવા ના પાડું છું.

મેજીસ્ટ્રેટ—હું ફરી પાછો તમોને કહું છું કે બેસી જાઓ.

મૌલાના મહમદઅલી—હું મારી ધ્યાનમાં આવશે તેમ કરીશ. હું બેસી જઇશ નહીં. શું એવો કોઇ પણ કાયદો છે કે જે આરોપીને બેસવા ફરજ પાડી શકે છે, કે જયારે તે ઉભો રહેવા માંગતો હોય–તમે બળ વાપરી શકો છો પરંતુ એવો કોઈ કાયદો નથી. ( આ વખતે જીલ્લા મેજીસ્ટ્રેટ જે મહમદઅલીની પાછળ ઉભેલા હતા તેમણે જીલ્લા પોલીસ સુપ્રીનટેન્ડટને કાંઇક ઇસારત કરી તેપરથી તેણે કાંઇક આગળ પગલું ભર્યું અને ધીમે રહીને મૌલાના મહમદ-અલીના ખભા ઉપર હાથ મુકયો અને ધીમેથી કહ્યું કે કોર્ટના કામમાં ખલલ કરવાથી શું સારૂં થવાનું છે ? મૌલાના મહમદ-અલીએ બરાબર તેવીજ શાંતીથી જવાબ આપ્યો કે શું તમે ખરે-ખર એમ ધારો છો કે હમે કોર્ટના કામકાજમાં હરકત કરવા માંગીએ છીએ. તમારા મારી પાસે આવવાથી ગુસ્સે થયેલા આ પ્રેક્ષકો જેમને દાખલ થવા ટીકીટ અપાયલી છે અને જેઓ અસહકારી નથી તેમને અત્યારે કોણ શાંત રાખે છે ? હું ને મારા માણસોજ.–પરંતુ હું કોઇ પણ પ્રકારના આવેશ વિના ચોખ્ખું

કહું છું કે જયાં સુધી તમે જે કાયદાથી મને બેસી જવા ફરજ પાડો છો તે બતાવો નહી ત્યાં સુધી બેસી જવાનો નથી.

મૌલાના શૌકતઅલી—(કોર્ટને) પોલીસ ઓફીસર કોના હુકમથી મારા ભાઇ પાસે આવ્યા તે મને જણાવશો.

મેજીસ્ટ્રેટ—તેને કોરટમાં બંદોબસ્ત જાળવવાનો છે. (અત્રે પોલીસ ઓફીસર મૌલાના મહમદઅલીને ઉભા રહેલા રહેવા દઇનેજ પોતાની જગ્યા પર પાછા જતા રહ્યા. થોડી સેકંડ પછી મૌલાના મહમદઅલી પોતાની મેળેજ બેસી ગયા)

મૌલાના શૌકતઅલી—(પોતાનું સ્ટેટમેંટ ચાલુ રાખતાં) બેતુલ જેલમાંથી બહાર આવ્યા પછી મેં વાઇસરાયને લખ્યું અને મોહમેડન ધર્માધીકારીઓ અને હીંદુ મોહમેડન આગેવાનોનું ડેપ્યુટેશન લઇ જવા નક્કી કર્યું. ડેપ્યુટેશનની મુલાકાત વાઇસરાયે લીધી અને હમારા માનપત્રના જવાબમાં તેણે ઘણા માખણીયા ભાષણ મારફતે ભારે દીલસોજી જાહેર કરી.

મેજીસ્ટ્રેટ—મહેરબાની કરી તમારૂં સ્ટેટમેંટ ઓછા જનુની ઘાંટાથી કરો.

મૌલાના શૌકતઅલી—મહેરબાની કરી મને ધીરજથી સાંભળો—હું આકળો થયો નથી. આ મારો હંમેશનો સ્વાભાવીક ઘાંટો છે. (સ્ટેટમેંટ ચાલુ કરતાં) સરકારે હમારા ડેપ્યુટેશનને વિલાયત જવા પરવાનગી આપી અને મુસાફરી માટે દરેક પ્રકારની સગવડ કરી આપી. પરંતુ જયારે હમારૂં (ખીલાફત) પ્રતીનીધી મંડળ ઇગ્લંડ પહોંચ્યું અને વડા પ્રધાન અને યુરોપના આગળ પડતા ગૃહસ્થોની મુલાકાત લીધી તો તેને દુઃખદાયક રીતે (મહાભારત) નાસીપાસી ઉપજી. તે ડેપ્યુટેશનની એમ ખાત્રી થઇ કે અણધારી ફતેહ મળવાથી ફુલાઇ ગએલી બ્રીટીશ કેબીનેટ અભીમાન અને આનંદથી ગાંડી થઇ ગઇ છે, અને તે હમારી માંગણી સાંભળવાને તૈયાર નથી.

સેંટ્રલ ખીલાફત કમીટીએ અસહકારની સ્કીમ અમલમાં મુકવા શરૂઆત કરી. ૧ લી ઓગસ્ટ ૧૯૨૦ પછીથી હું કોઇને પણ મારા રાજા ગણતો નથી તેમ હું પોતે કોઇની પણ પ્રજા છોં એમ ગણતો નથી. હાલ હું એક સ્વતંત્ર માણસ છું. અને ખુદાની મહેરબાનીથી તંદુરસ્ત અને મજબુત અને અલમસ્ત પણ છું. જ્યાં સુધી ખુદાની મહેરબાની છે ત્યાં સુધી તો મને કોઇ પણ લેશ માત્ર ઇજા કરી શકે એમ નથી.

અસહકારની યોજના મુસલમાનોને તો ખાસ કરીને લાગુ પડે છે. ઇસ્લામની પવિત્ર જગ્યાઓનો કબજો લેવાથી સરકારે મુસલમાનોના ધર્મમાં ઘણોજ મોટો અન્યાય કર્યો છે. અને તેથી તેઓ સરકારની સામે થાય તેટલું કરે તો તેમાં કાંઈ ખોટું નથી. સરકારના લશકરમાં મુસલમાનો પણ છે. જેમને ઈસ્લામની વીરૂદ્ધના કામ કરવા ભોળવવામાં આવ્યા છે–હવે હમારી ફરજ છે કે અલ્લાહની અને તેના પયગંબરોની આજ્ઞાઓ હમારા ભાઇ ઓને પહોંચાડવી. (અત્રે મેજીસ્ટ્રેટે વળી પાછું વચ્ચે માથું મારી ને ગોકક કોનફરન્સના ઠરાવની બાબદમાં સવાલ પુછ્યો) આવી નજીવી બાબદો સંબંધી મને સવાલો પુછવાનું શું પયોજન છે ?! તમો મને ઇસ્લામી કાયદાઓ સંબંધી ગમે એટલા ઝીણા સવાલો પુછી શકો છો. અને હું તેના ઘણીજ ખુશીની સાથે ઉત્તર આપીશ. ઇસલામના કાયદા ખુલ્લા–મોજુદ છે. (અરબ્બીક મંત્રો ટાંકીને)–એનો અર્થ એ છે કે જે કોઇ જાણી જોઇને મુસલમાનને મારશે તેને દોજખમાં નાંખવામાં આવશે. જ્યાં તે હમેશને માટે પડયો રહેશે. તેના ઉપર ખુદાનો કોપ ઉતરશે અને તે સદાને માટે દુઃખી થશે.

મેજીસ્ટ્રેટ—તમારા મુકદમાકુસાથે ઇસ્લામી કાયદાવાળા આ સ્ટેટમેંટને કાંઈ લાગતું વળગતું નથી. આ તો રાજદ્વારી ભાષણ છે.

મૌલાના શૌકતઅલી—મારો મુકદમો એક ધારમીક મુકદમો છે. મ્હારે જે કહેવાનું છે તે મહેરબાની કરી સાંભળો. દરેકજણ હમને કહે છે કે અમને સંપૂર્ણ ધારમીક સ્વતંત્રતા છે; પરંતુ ખરૂં જોતાં તો તેને કોઇ માનતું નથી. મહારાણીએ પોતાના ઢંઢેરામાં ધારમીક સ્વતંત્રતાનું વચન આપ્યું છે. રાજા એડવર્ડ અને રાજા જ્યોર્જ તેપર (પુનરાવૃત્તી) પુનઃ કબુલત આપી. પરંતુ આજે તો આ મુકદમામાં તો તે ઢંઢેરાઓનો કોઈ પણ ઉપયોગ નથી. તેમજ અમારૂં ધારમીક છુટાપણું મંજુર પણ કરવામાં આવતું નથી. હું તો છેલ્લા સાત વરસથી ખુદાની સેવામાં છું.

મેજીસ્ટ્રેટ—તમો આજ રીતીએ ચાલો તો હું તમારૂં સ્ટેટમેંટ લખી શકતો નથી.

મૌલાના શૌકતઅલી—હું શું કરી શકું ?! એ મારો ધર્મ છે. ખુદા મને એવુંજ શીખવે છે.

મેજીસ્ટ્રેટ (વચમાં માંથુ મારતાં) આ રીતે હું તમને આગળ ચાલવા દઇ શકતો નથી. હું રાજદ્વારી ભાષણો સાંભળવા તૈયાર નથી.

મૌલાના શૌકતઅલી—આ સરકાર સાથે મુસલમાનોની ધારમીક દ્રષ્ટીએ ધારમીક ફરજને લઇને ઘણોજ અગત્યનો છે તે બાબદમાં જે કાંઇ મારે કહેવાનું છે તે માટે જ્યારે તમો કોઇપણ દરકાર રાખવાના નથી તો પછી આવા નકામા સવાલો પુછવાની જરૂર પણ શી છે.

મેજીસ્ટ્રેટ—હું આ રીતે આગળ ચાલવા દઇ શકતો નથી.

મૌલાના શૌકતઅલી—( આવેશથી ) એ કઇ રીત છે?! મને બોલવા નહીં દઇને તમો અમારા ધર્મનું અપમાન કરો છો. હું તમારી પરવાહ રાખતો નથી તમો તો કોણ છો?! તમો માત્ર એક ગ્રામોફોન છો. હું મુકદમાપર બોલું છું. હું એવા અનુમાનપર આવ્યો છું કે આ સરકાર એક કારણરૂપ

છે. એક કલંક છે.—હું કહું છું કે સરકાર સયતાની છે. જહા-નમમાં જાય આ કોર્ટ, જહાનમમાં જાય આ સરકાર, ને જહાનમમાં જાય કોર્ટનો આ તમાસો.(આટલું કહી મૌલાના શૌકતઅલી ધમદઇને એકદમ ખુરસીપર બેસી ગયા) (આ વખતે કોર્ટમાં જોવા લાયક સળવળાટ થઈ રહ્યો હતો.)

અત્રે શ્રી શંકરાચાર્યજીએ કોર્ટને પુછયું કે જો હમે સ્ટેટ-મેંટ કરવા માંગીએ કે જે માત્ર મુકદમાને લગતુંજ હોય તો એવું કોઈ સેકશન છે કે જેથી હમોને ઉભા થવા ફરજ પાડી શકા"

મેજીસ્ટ્રેટ—એવું મારૂં ફરમાન છે.

મૌલાના મહમદઅલી—મેજીસ્ટ્રેટ સાહેબ-શું સંન્યાસીએ પોતાના ધારમીક હુકમની અવગણના (ઉલ્લંઘન) કરીને તમારા હુકમને માન આપવું એ તમને શોભે છે. તમે પણ એક ધર્મા-નુયાયી—ધર્મ પ્રમાણે ચાલનારી—કોમના માણસ છો—મને બહુ દીલગીરી ઉપજે છે કે મારા દેશબંધુઓમાંના એક માણસ આવી ખરાબ જગ્યાપર નીમાયા છે. (અત્રે મેજીસ્ટ્રેટે મૌલાનાને બેસી જવા કહી મૌલાનાને સાંભળવા ના પાડી—કારણકે તેમને મૌલા-નાનું બોલવું સાંભળવું નહોતું.

મેજીસ્ટ્રેટે ઉપલા સ્ટેટમેંટની નોંધ લીધી નહીં.

શંકરાચાર્યજી—પુરાવાની બાબદમાંજ હમારે એક સ્ટેટમેંટ કરવાનું છે અને શું તમે તે સ્ટેટમેંટ કરવા ઉભા થવા ફરજ પાડવા ઇચ્છો છો ?

મેજીસ્ટ્રેટ—મેં ક્યારનીએ નોંધ લીધી છે કે તમે ઉભા ઉભા જવાબ આપવા ના પાડો છો.

મેજીસ્ટ્રેટ—(હુસેન આહમદને) તા. ૯ મી જુલાઇ ૧૯૨૧ ના દીવસે કરાંચીમાં મળેલી ખીલાફત પરીષદમાં હાજર હતા.

મૌલાના હુસેન આહમદ—મારા સ્ટેટમેંટમાં તેનો જવાબ આપીશ.

મેજીસ્ટ્રેટ—તમે પરીષદમાં છઠ્ઠા ઠરાવ પર બોલેલા.

મો. હુ આહમદ-આ સવાલનો જવાબ પણ ઉપરના જેવોજછે.

મેજીસ્ટ્રેટ– અત્રે રજુ થએલા સરકારી એકઝીબીટને લગતાં ઠરાવો પરીષદમાં પસાર થયા હતા.

મો૦ હુ૦ આહમદ—આનો જવાબ–પણ ઉપર મુજબ.

મેજીસ્ટ્રેટ—તમારે સાક્ષીઓના સંબંધમાં કાંઇ કહેવુ છે?

મો૦ હુ૦ આહમદ—હા. (અત્રે મેજીસ્ટ્રેટે નોંધ કરતાં લખ્યું કે આરોપી કુરાનના કલમાઓ પર ઉલમાના ફતવા ઉપર અને હીંદના ઇતિહાસદ્વારા રાજદ્વારી બાબત પર બોલે છે જેની નોંધ લેવામાં આવતી નથી.)

## મોલાના હુસેન આહમદનું સ્ટેટમેંટ.

મોલાના હુસેન આહમદે પોતાનું સ્ટેટમેંટ રજુ કરતાં જણાવ્યું કે મારા મિત્ર મોલાના મહમદઅલીએ જે સ્ટેટમેંટ રજુ કર્યું છે તેને હું અક્ષરે અક્ષર મળતો થાઉં છું. અને જણાવું છું કે આ એક ધારમીક સવાલ છે તો તમો તે પર તમારૂં ખાસ ધ્યાન રોકશો. હીંદુસ્થાનનો ઇતીહાસ પ્રાચીન વખતથી ઐતીહાસીક બનાવોથી શરૂ થાય છે, અને આજે પણ ચાલુજ છે. જેનું વિગતે બ્યાન મારા લેખી સ્ટેટમેંટમાં કરીશ કે જે ઘણુંજ સ્પષ્ટ રીતે બતાવી આપશે કે હીંદુસ્થાન એ એક ચુસ્ત ધાર્મીક દેશ છે. અને તેથીજ મહારાણી અને ઇગ્લંડના મુસદ્દીઓની હીંદમાં શાંતી જાળવવા માટે પુરી ધારમીક "સ્વતંત્રતા આપવા જરૂર છે એમ ખાત્રી થઇ અને આથીજ ધાર્મીક બાબદમાં સંપૂર્ણ છુટાપણું આપનારો એક ઢંઢેરો બહાર પાડવામાં આવેલો હતો. તેમાં ચોખ્ખું લખવામાં આવ્યું છે કે કોઈ પણ ધર્માનુયાયીને તેના ધર્મને લગતાં કામની બાબદમાં હેરાન કરવામાં આવશે નહીં. આજ કારણને લઇને આ દેશમાં અત્યાર સુધી શાંતી જળવાઇ રહી હતી.

આટલું કહીને હવે હું તમને તમારે જે સવાલો મને પુછવા હોય તે પુછવા કહું છું. હુ બેહકથી બોલું છું પહેલાં તો એક

મુસલમીન તરીકે અને બીજું તો ઇસ્લામી કાનુનના જાણ-કાર તરીકે.

મેજીસ્ટ્રેટે અત્રે કહ્યું કે મારે લાંબુ લાંબુ ભાષણ સાંભળવું નથી તમે તમારૂં સ્ટેટમેંટ કરો.

મૌલાના હુ—આહમદ—હુ કાંઇ ભાષણ નથી કરતો હું તો ઠરાવ બાબદના તમારા સવાલોનો જવાબ આપું છું એમ કહી પોતાનું સ્ટેટમેંટ મૌલાના હુસેન આહમદે આગળ ચલાવતાં જણાવ્યું કે એક મુસલીમ તરીકે પયગંબર મહમદ સાહેબના ફરમાનો તેમજ પવીત્ર કુરાનના એકે એક ભાગના મંત્ર શબ્દ અને અક્ષરમાં મને પુરેપુરી શ્રદ્ધા હોવી એ મારી ફરજ છે. જો કોઇ સરકાર કોઈ મુસ્લીમની પાસે પવીત્ર કુરાન અથવા તો પયગંબર સાહેબના ફરમાનનું ઉલ્લંઘન કરાવવા માંગે તો તેના હુકમનો અનાદર કરવો એ દરેક મુસલમાનની ફરજ છે. જયાં સુધી કોઇ પણ રાજા મુસ્લીમ હો કે નહી પણ તે પવીત્ર કુરાન અને ઇસ્લામી કાયદાની વિરૂદ્ધ ન હોય એવું ફરમાન કરે ત્યાં સુધીજ તેનું માનવા તેઓ બંધાયલા છે. કુરાન અને હદીસના ફરમાનમાં માત્ર શ્રદ્ધાજ ઇસ્લામીઓએ રાખવાની છે એમ નથી પણ તે પ્રમાણે દરેક મુસલમાને અમલ કરવાનો છે. એને માટે ચોખ્ખી ઘણીએ આજ્ઞાઓ કરેલી છે. મહમદ સાહેબે કહ્યું છે કે પોતાને ગમે યા ન ગમે તોપણ દરેક મુસલમાને ફરમાન સાંભળ્યું એટલે તેનો અમલ કરવોજ જોઇએ. આ હદીસ બુખારી અને મુસ્લીમે વર્ણવેલી છે બીજાં બે દ્રષ્ટાંતો ટાંકીને તેમણે કહ્યું કે હુ એક ધારમીક ઉપદેશક છું અને ઇસ્લામ ધર્મનો રક્ષક છું. હઝરત મોહમદે પવિત્ર દરઘાહવાગી જગ્યાપર ધર્મ જ્ઞાનનો બોધ દસ વરસ કરતાં પણ વધારે વરસ સુધી આપ્યો છે અને તેથી ઇસ્લામી ધર્મના કાયદા સમજાવવાની મારી જવાબદારી એટલાજ પ્રમાણમાં વધારે છે. પવિત્ર કુરાનના ફરમાન પ્રમાણે તો દરેક શુશિક્ષીત ધારમીક માણસની ફરજ છે કે તેણે ખુદાના ફરમાનો

અને પેગંબરની હદીસ (આજ્ઞાઓ) દરેક માણુસને પહોંચાડવી. એમ કહીને તેમણે વળી કુરાનમાંથી બીજાં ઘણાં દ્રષ્ટાંતો આપ્યાં અને કહ્યું કે જે કલમાઓ મેં ટાંકયા છે તે ઉપરથી એટલું તો નક્કી થાય છે કે એક મુસલમાનને મારવો તે હરામ છે. હઝરત પયગંબરના ઉપદેશો આ બાબદમાં ઘણાં છે અને તે પુષ્કળ બાર દઇ કહેવામાં આવેલાં છે હું તો માત્ર મને જે જે યાદ આવ્યા અને જે જે મારી પાસેની ચોપડીઓમાંથી મને મળ્યાં તેટલાંજ તમારા લાભ માટે અહીં કહી ગયો છું. હદીસની બધી ચોપડીઓ હું મેળવી શકયો નથી. મારે આટલાં ચોત્રીસજ દ્રષ્ટાંતો આપીને સંતોષ પકડવો પડે છે.

( અત્રે મૌલાના સાહેબે ૩૪ ધાર્મીક દ્રષ્ટાંતો અને તેનાં ઉર્દુ ભાષાંતર વધુ કર્યા પછી તેમાંના ઘણાં પાછળથી મૌલાના મહમદઅલીએ પોતાના સ્ટેટમેંટમાં દાખલ કર્યા હતાં. )

ત્યાર પછી કેટલાક વધુ દાખલાઓ અને કુરાનના કલમાઓ સમજાવીને તેમણે કહ્યું કે જે પુસ્તકોમાંથી હું દાખલા આપું છું તે બધા ધાર્મીક પુસ્તકો છે. હમારા ધર્મમાં મોટામાં મોટું પ્રમાણ પવિત્ર કુરાનનું કહેવાય છે તેનાથી ઉતરતી હદીસો છે. ત્રીજે દરજ્જે ઇલમે કલામ અને ચોથે દરજ્જે ફીકહા fiqha ( જ્યુરીસપ્રુડન્સ ) છે. મેં આપેલા પ્રમાણો એ અનુક્રમમાંજ છે. હાલના ગ્રંથોમાં પણ આવા હુકમો છે. શાહ અબ્દુલ હજીજ સાહેબના ફતવામાં ( બીજા ગ્રંથમાં ) અને લખનોના મૌલાના અબ્દુલહે સાહેબના ફતવામાં ( ત્રીજા ગ્રંથમાં) કહ્યું છે કે અંગ્રેજી લશકરમાં નોકરી કરવી એ હરામ છે. મૌલાના અસરફઅલી સાહેબ પણ એમજ કહે છે. એ ઉપરથી એટલું તો ચોખ્ખું થાય છે કે, હીંદુસ્થાનના ઓલમાઓની પરીષદનો ઠરાવ અને ખીલાફત પરીષદનો ઠરાવ કાંઈ નવા નથી. શરૂઆતથીજ ઇસ્લામ ધર્મનો એજ હુકમ છે અને તેથી એ ઠરાવોને પ્રગટ થતા અટકાવવા. એ ધર્મમાં દખલ કરનારૂં

છે—વળી મુસલમાન ભાઈઓ પાસે આ ધાર્મીક સીદ્ધાંતો પળાવવા એ હાલની સ્થીતી જોતાં ખાસ જરૂરનું છે. જેવી રીતે એક વૈદ ગંભીર સ્થીતીવાળા દરદીને ખોરાક ને દવા આપતાં બહુજ સાવધાન રહે છે તેજ પ્રમાણે પડતી વખતે અધર્મના કારણો દુર કરવાં એ ઓલમાઓની ફરજ છે. મોહમેડનોને આ સંદેશો પહોંચાડવાનું બીજું કારણ એ છે કે ઇસલામ હાથ કરાયું તે વખતે ઈંગ્લાંડના વડા પ્રધાન મી૦ લોઇડ જ્યોર્જે આ લડાઇને એક ધર્મ યુદ્ધ કહયું હતું. આ સંજોગોમાં એક મુસલમાન જો ખ્રીસ્તીઓનો પક્ષ કરે તો તે ફકત પાપીજ નથી પરંતુ કાફર કહેવાવાને યોગ્ય છે.

(મેજીસ્ટ્રેટે અત્રે વળી પાછા વચ્ચે પડી કહયું કે મેં ઘણું ભાષણ તમારૂં સાંભળ્યું છે અને હવે બંધ કરવામાં આવે તો ઠીક) મૌલાનાએ જણાવ્યું કે મૌલાના મહમદઅલીની માફક મેં તરકે મવાલત (અસહકાર)ના સવાલ બાબદ વિવેચન કર્યું નથી. હું તો માત્ર ઠરાવની બાબદજ બોલ્યો છું. અને જલદીથી મારૂં સ્ટેટમેંટ પુરૂં કરીશ. મૌલાના જયારે હાલના અને આગલા ઓલમાઓના ફતવાઓ બાબદ બોલતા હતા, ત્યારે પણ મેજીસ્ટ્રેટે વચમાં કહયું હતું કે ફતવાઓની સાથે મારે કાંઈ લેવા દેવા નથી. મૌલાનાએ જણાવ્યું હતું કે જેવી રીતે કોર્ટને ન્યાયની સત્તાથી ચુકાદો આપવાનો છે તેવીજ રીતે મુસલમાનો અને મુસલમાનોના ઓલમાઓએ ઓલમાઓના ફતવા અને ખાસ કરીને પુર્વના ઓલમાઓના ફરમાનો પરજ મોટો આધાર રાખવાનો છે અને તેથીજ હું તે રજુ કરવા બંધાયલો છું.)

મૌલાનાએ આગળ ચાલતાં જણાવ્યું કે ઇસ્લામનો કાનુન એ છે કે ઈસલામના કાનુનમાં સમાશ થતા હોય એવા રાજકર્તાના હુકમો મુસલમાનોએ પાળવાના છે. તેથી જો હમોને ઇસ્લામને લઇનેજ સતાવવામાં આવતા હોય તો તેમ કરવા માટેની જવાબદારી અમારા પર નહીં પરંતુ સર . . . પડ.

કોઈ કરવામાં આવ્યું છે તે ઈસ્લામના કાનુનની હદમાં રહીને અને તે મહારાણીના ઢંઢેરાને અનુસરીનેજ છે. જો સરકાર અમારી ધારમીક સ્વતંત્રતા પણ લઈ લેવાની ઈચ્છા રાખતી હોય તો તે ચોખ્ખું જણાવી દેવું કે જેથી સાત કરોડ મુસલમાનો વીચાર કરવા શકતીવાન થાય કે હવે હમારે મુસ્લીમ રહેવું કે સરકારની પ્રજા તરીકે રહેવું. સાથે ૨૨ કરોડ હીંદુઓ પણ વિચારી શકે કે હવે હમારે શું કરવું, કારણકે જો ધારમીક સ્વતંત્રતા પણ લેઇ લેવામાં આવે છે તો બધાની પાસેથીજ લઇ લેવામાં આવશે. જો લોર્ડ રીડીંગને હીંદુસ્થાનમાં કુરાન ઉપર પુળો મુકાવવા અને હદીસો ભુંસી નાંખવા અને આધ્યાત્મીક જ્ઞાનના પુસ્તકોનો નાશ કરવા મોકલવામાં આવેલા હોય તો ઈસ્લામના બચાવ માટે મારી જીંદગી અરપણ કરવા હું પહેલો મુસ્લીમ તૈયાર છું.

(મૌલાના મહમદઅલીએ છેલ્લું વાક્ય સાંભળતાં જઝાક અલાહ (ખુદા તમને બદલો આપશે) પોકારી ઉઠયા અને મૌલાના સાહેબના મ્હને ચુમ્મી કરી)

મેજીસ્ટ્રેટે એ પછી મૌલાના નીસાર આહમદને સવાલોના જવાબો આપવા પુછવા માંડયું.

મેજીસ્ટ્રેટ—તમે તા. ૯મી જુલાઇ ૧૯૨૧ ને દીવસે મળેલી ખીલાફત પરીષદમાં હાજર હતા.

મૌલાના—હું બધા સવાલોના જવાબો મારા ટુંકા સ્ટેટમેંટમાં આપીશ; હું કાંઈ પણ ભાષણ અથવા તો વાએજ કરીશ નહીં. હું ઘણુંજ ટુંકું ભાષણ કરીશ. તમારે ચીંતાતુર થવાની જરૂર નથી.

મેજીસ્ટ્રેટ—આ મુકદમામાં દાખલ કરવામાં આવેલા છઠ્ઠા ઠરાવને કોનફ્રન્સમાં તમે ટેકો આપેલો.

મૌલાના—આ સવાલનો જવાબ પણ મારા સ્ટેટમેંટમાં શામેલ કરીશ.

મેજીસ્ટ્રેટ—મુતાફીક પતવા ઉપર તમારૂં નામ છાપવાની તમે રજા આપેલી.

મૌલાના—હા.

મેજીસ્ટ્રેટ—સાહેદોએ આપેલી જુબાની બાબદ તમ કહેવાનું છે.

(એ પછી મૌલાનાએ સ્ટેટમેંટ કર્યું હતું જે મેજીસ્ટ્રેટે નોંધ્યું નહોતું અને એવી નોંધ કરી કે આરોપી કુરાનમાંથી બે બેતો (સુત્રો) જણાવે છે અને કહે છે કે લશ્કરમાં નહીં જોડાવા દરેક મુસલમાનને તે ફરમાન કરે છે.)

તેણે ઠરાવને ટેકો આપ્યો છે અને અત્યારે પણ તેની તરફેણમાં છે.

### મૌલાના નીસાર આહમદનું સ્ટેટમેંટ.

પહેલવહેલાં હું પવિત્ર કુરાનમાંથી બે ફરમાનો જણાવવાની જરૂર જોઉં છું. તેપર કાંઇ લાંબી ટીકા કરવાની જરૂર નહીં વીચારતાં હું મારૂં સ્ટેટમેંટજ આ બેતોથી (સુત્રોથી) પુરૂં કરીશ. પહેલું સુત્ર ( અરેબીકમાંથી ) બોલી બતાવ્યું હતું જે નીચે મુજબ છે:—

" જેઓ ઇશ્વરના માર્ગમાં યુદ્ધને માનનારા છે અને જેઓ નાસ્તીક છે તેઓ સેતાનના માર્ગમાં યુદ્ધ કરે છે. લગભગ ૧૪૦૦ વરસ ઉપર ખુદાતઆલાએ કહ્યું છે કે મુસ્લીમ વિરૂદ્ધ ગેરમુસ્લીમને મદદ કરવી તે 'કુફ્ર' છે મેં છઠ્ઠા ઠરાવને અચીત ટેકો આપ્યો હતો પરંતુ હું કમનસીબ છું કે ટેકો આપનારાઓમાં હું ચોથે નંબરે છું. સુખી છે તેઓ કે જે કૉન્ફરન્સમાં પ્રમુખસ્થાને બીરાજ્યા હતા, અને જેઓએ આ ઠરાવનો ખરડો ઘડી કાઢયો હતો અને સુખી છે તેઓ કે જેમણે મારી પહેલાં ભાષણો કીધાં હતાં. મારૂં કમનસીબ છે કે ટેકો આપવામાં મારો નંબર ચોથો હતો. આ ઠરાવ મૌલવીઓએ બનાવ્યો નથી પણ ઇસ્લામના ફરમાનો છે; જેનો મુસલમાનોને સંદેશો પહોંચાડવામાં આવ્યો છે. આજે હમારાં સ્ટેટમેંટો ( ખુલાસા )

સાંભળવામાં આવતા નથી, પરંતુ લડાઇની શરૂઆતમાં સરકારે પણ જાહેર કરવાનું યોગ્ય ધાર્યું હતું કે ઇસ્લામની પવિત્ર જગ્યાઓનો કબજો લેવામાં આવશે નહીં. આજે અલગપણું જાળવવામાં આવતું નથી. પરંતુ કાંતો મોલવીઓને છેતરવામાં આવે છે, અથવા તો મુસલમાનો કાંઈ કરી શકતા નથી, એમ ધારીને ઇસ્લામને જાણીજોઇને પગ નીચે કચડી નાંખવામાં આવે છે. આ કારણથી હમણાં જે મેં ટાંક્યું છે તેમાં જે ઇશ્વરનો સંદેશો છે તેથી મુસલમાનોને-દેવી ફરમાનો સંભળાવવાની ફરજ થઇ પડે છે, અને તેઓને ચેતવણી આપવી પડે છે કે ગેરમુસલમાનોને ઇસ્લામી વિરૂદ્ધ કોઇપણ જાતની મદદ કરવી તેનો ખુદાતઆલાએ પ્રતિબંધ કર્યો છે, અને જે માણસ આવી મદદ કરશે તે 'કાફીર' ગણાશે'. બીજું સુત્ર નીચે મુજબ છે. (અત્રે અરેબીકમાંથી બીજું સુત્ર ટાંકી બતાવ્યું હતું ) ખુદાતઆલા કહે છે કે 'હે મુસલમાનો પવિત્ર કુરાનમાં હમે ફરમાન કીધું છે કે જે પ્રજા પવિત્ર કુરાનના સુત્રોની મસ્કરી કરે છે તે પ્રજા સાથે મુસલમાનોએ બેસવું જોઇએ નહીં, અસહકારની હીલચાલ ફક્ત એક વરસથી અમલમાં આવી છે. પરંતુ ઇશ્વરનો કાયદો સદાનો છે આ બતાવી આપે છે કે મુસલમાનો એક મુસલમાનની વિરૂદ્ધ મદદ પણ કરી શકે નહીં પરંતુ એક મુસલમાન આવી મદદ કરે કે તેમાં સંમતી પણ આપી શકે નહીં.' અસહકારની યોજનામાં ઘણી કલમો છે પરંતુ તેમાંની કોઇને ગુન્હો ગણવામાં આવ્યો નથી પરંતુ હાલ ફક્ત એક કલમ જે એમ જાહેર કરે છે કે લશ્કરમાં નોકરી કરવી એ હરામ છે તેને ગુન્હો ગણવામાં આવી છે. લશ્કરમાં લશ્કરી તરીકે નોકરી કરવી તે એક મોટી ચીજ છે. જેઓ સરકારની નોકરીમાં છે તેની સાથે સહકાર કરવો તે હરામ છે, અને જેઓ કુરાનોના ફરમાનો અને પવિત્ર પયગંબરના ફરમાનોની દરકાર કરતા નથી અને જેઓ તેની મસ્કરી કરે છે તેઓની સાથે સહકાર કરવો તે પણ હરામ છે. મારી દીલગીરી છે કે મેં

ઠરાવને ઘણા મોડા બોલનારા તરીકે ટેકો આપ્યો. આ ઠરાવ જો મેં ઘડયો હોત અથવા તો તે મેં રજુ કર્યો હોત તો હું મારી જાતને નસીબદાર ગણુત, (કોર્ટના સવાલના જવાબમાં) હા–હું કોનફરન્સમાં હાજર રહ્યો હતો અને ઠરાવને ટેકો આપ્યો હતો અને જયાંસુધી જીવીશ અને મરી જઇશ ત્યારે પણ તેને ટેકો આપીશ. હું આશા રાખું છું અને ઇચ્છું છું કે મારૂં મૃતશરીર આ ઠરાવને ટેકો આપશે. કારણકે તે પવિત્ર કુરાનનું ફરમાન છે.

આ પછી સરકારી ધારાશાસ્ત્રીએ મુકદમાને અંગેની તકરાર શરૂ કરતાં પોતાનું ભાષણ કોર્ટ સમક્ષ નીચે મુજબ કર્યું હતું.

## સરકારી ધારાશાસ્ત્રીનું ભાષણ.

તોહમતદારે મારૂં કામ ઘણું સહેલું કરી નાંખ્યું છે. આ મુકદમો ઓલ ઇંડીઆ ખીલાફત કોનફરન્સ કે જે છેલ્લા જુલાઇ માસમાં મળી હતી તેમાં પાસ થએલા છઠ્ઠા ઠરાવના ઉપરજ આવી રહે છે. નંબર ૧ના તોહમતદારે ઠરાવો અહીં અને ગોકકમાં વાંચેલા તે સરખાજ છે અને તે બરાબર પુરવાર થયું છે. તોહમતદાર નંબર બે ત્રણ ચાર પાંચ છ આ ઠરાવપર બોલ્યા છે તોહમતદાર નંબર સાતનો સંબંધ ચોખ્ખોજ છે. નંબર એક અને છ સાથે તેનું કરાચીમાં આવવું અને નંબર એક અને ત્રણ સાથે કન્યાશાળા આગળ ઉતારો લેવો અને નંબર ત્રણ સાથે છુટા થવું એ પુરવાર થઇ ગયું છે. તે સબજેકટ કમીટીનો એક મેંબર હતો; નંબર ત્રણ અને પાંચના ભાષણો રેકર્ડપર છે અને આ ભાષણના ઘણા ફકરાઓ ઠરાવને મળતા આવે છે. પોલીસના રીપોર્ટો પ્રેસના રીપોર્ટરોને મળતા આવે છે, પ્રેસના રીપોર્ટરોએ તેમના ઠરાવના રીપોર્ટમાં ગુલામમુજાહીદના સીધી તરજુમા પ્રમાણે લખ્યું છે એ ચોખ્ખું છે. "ફોજમેં નોકરી કરના"ને બદલે "રેહના" શબ્દ છે પરંતુ શબ્દોનો અર્થ એકજ થાય છે. ૯મી જુલાઇને શનીવારની રાત્રે ઠરાવ પસાર થયા બાદ ૧૧ મી જુલાઇને સોમવારે જાહેર પેપરોમાં તે છપાયો હતો.

"લશ્કરમાં રહેવું" આ શબ્દો ગોકકના ઠરાવમાં પણ છે. આ શબ્દો જાણી જોઇને જુલાઇની ૧૮ મી તારીખના અંકમાં લખવામાં આવ્યા ન હતા. કાવતરૂં ચોખ્ખું રચાયું હતું. આ ઠરાવ પસાર કરવામાં નંબર ૧ થી ૬ના તોહમતદારોએ ભાગ લીધેલો નંબર બે ત્રણ ચાર અને પાંચના તોહમતદારોએ મુતાબીક જતવા જે નંબર ૬ ના ઠરાવને લગતાજ છે તે પર સહી કરી હતી. એટલે આ પરીષદના નંબર બેના ઠરાવને પાંચમા નંબરના આરોપીએ ટેકો આપેલો જણાય છે લશ્કરને પોતાની ફરજમાંથી ચુકવવાને આ કાવતરૂં રચાએલું સાબીત થાય છે. મુતાબીક ફતવાની નંબર બે ચાર પાંચના આરોપીઓની સહીવાળી નકલો લશ્કરના સીપાહીઓને વહેંચવામાં આવી હતી તેને લીધે આરોપીઓનો કાવતરૂં કરવાનો અપરાધ સંપુર્ણ સીદ્ધ થાય છે. તેથી હું તેઓની ઉપર હીંદી ફોજદારી ધારાની ૧૨૦ (બી) કલમ સાથે ૧૩૧ મી હીંદી ફોજદારી ધારાની કલમ લાગુ પડાવવા માંગું છું. કરાંચીના ઠરાવના શબ્દો હીંદી ફોજદારી ધારાના ૫૦૫ (એ) સેકસન હેઠળ આવી જાય છે અને તે મી. મહમદઅલીએ બનાવ્યા હતા. આ કાવતરામાં બધા આરોપીઓએ ભાગ લીધો છે; તેથી નંબર બેથી સાત સુધીના આરોપીઓ ઉપર હીંદી ફોજદારી ધારાની ૫૦૫ સાથે ૧૦૯ મી કલમને આધારે ચાર્જ મુકવો. ફરીઆદનામાના ત્રીજા પેરેગ્રાફમાં જે શબ્દોનો રીપોર્ટ આપવામાં આવ્યો છે તે એક મોટી સભા જેમાં ઘણા ભાગે મુસલમાનો અને મૌલમાઓ હતા તેની વચ્ચે ઉચ્ચારાયલા હોવાથી તે હીંદી ફોજદારી ધારાનાં ૫૦૫ અને ૧૩૧ સેકસનો હેઠળ દસ કરતાં વધારે માણસો પાસે ગુન્હો કરાવવાના વાંક તરીકે ગણાય; તેથી હીંદી ફોજદારી ધારાના ૧૧૭ મા સેકસન પ્રમાણે એક ચાર્જ મુકવામાં આવે. આ અપરાધ કરવામાં બીજા આરોપીઓ પણ સામેલ હતા તેથી નંબર બેથી સાત સુધીના આરોપીઓ ઉપર સેકસન ૧૦૯ સાથે ૧૧૭ પ્રમાણે આરોપ મુકાય. આટલું કહી સરકારી ધારાશાસ્ત્રી બેસી ગયા હતા. જે પછી મી. તલાટીએ નીચે પ્રમાણે તોહમતનામું વાંચવા માંડયું.

## મુકવામાં આવેલા તોહમતો.

હું એસ. એમ. તલાટી ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટ તમો

૧ રામપુરવાળા મહમદઅલી.

૨ દેવબંદના મૌલવી હુસેન અહમદ.

૩ અમેરીતસરના ડૉકટર સઇફુદીન કીચલુ.

૪ મતીઆરીના પીર ગુલામ મુજાહીદ.

૫ કાનપુરના મૌલવી નીસાર આહમદ

૬ ભારતી કૃષ્ણતીર્થજી ઉર્ફે વેંકટરામ.

૭ રામપુરવાળા શૌકતઅલી.

ઉપર ફેબરૂઆરી યાને સપટેંબર મહીનાના અરસામાં કરાંચી અને બીજી જગ્યાએ મુસલમાન સીપાહોને લસ્કરમાંથી નોકરી છોડાવવાના કાવતરામાં ભાગીદાર તરીકે હીંદી ફોજદારી ધારાની ૧૨૦ (બી) અને ૧૩૧ કલમ પ્રમાણે તમે ગુન્હો કર્યો છે એવો આરોપ મુકું છું અને તમારામાંથી મહમદઅલીની ઉપર તા૦ ૯ મી જુલાઇ ૧૯૨૧ ને દીવસે નીચે પ્રમાણેનું ભાષણ કરવાનું તોહમત મુકું છું કેઃ—

"કોઇપણ મુસલમાને આ વખતે બ્રીટીશ સરકારના લશ્કરમાં જોડાવાનું અથવા કોઇને જોડાવાનું કહેવાનું દરેક રીતે ધર્મથી વિરૂદ્ધ છે. આથી મુસલમાન સીપાહી અને અફસરો શેહેનશાહના લશ્કરમાંની પોતાની ફરજ ચુકે એવું કરીને તમોએ હીંદી ફોજદારી ધારાની ૫૦૫મી કલમ પ્રમાણેના વિભાગ પ્રમાણેનો ગુન્હો કર્યો છે અને તમે સાતે જણાએ આ કાવતરાને અંગે મહમદઅલીએ હીંદી ફોજદારી ધારાની પાંચસો પાંચમી કલમ પ્રમાણે જે ગુન્હો કર્યો છે તેમાં ભાગ લીધો છે અને તેથી ૧૦૯ મા વિભાગ મુજબ ગુન્હો કર્યો છે અને વળી મહમદઅલીએ દસથી વધારે માણસને ઓલ ઇંડીઆ ખીલાફત કોનફરન્સમાં ૧૦ કરતાં વધારે માણસોને મુસલમાનોની તથા ખાસ કરીને આલેમાઓના

ધર્મના આ કાનુનો દરેક મુસલમાન સમજે એવું કરવાની ફરજ છે એમ કહી ૧૧૭ મા વિભાગ મુજબનો ગુન્હો કર્યો છે અને તમે બાકીનાઓએ મહમદઅલીની સાથે ઉપલો ગુન્હો કરવામાં ભાગ લીધો છે અને તેથી ૧૩૭ મી કલમ પ્રમાણે ગુન્હો કર્યો છે.

તા૦ ૨૯–૯–૨૧ } સહી. એસ. એમ. તલાટી.
કરાંચી.

અત્રે મૌલાના મહમદઅલીએ મેજીસ્ટ્રેટને કહ્યું કે તમે વચન આપેલું તે પ્રમાણે મારે બોલવું છે પણ મેજીસ્ટ્રેટે કહ્યું કે પબ્લીક પ્રોસીક્યુટરના પછી તુરત તમારે બોલવું જોઇતું હતું એમ કહી ના કહી. મૌલાના મહમદઅલીએ જવાબ આપ્યો કે હું એમ નહોતો જાણતો કે આખું સ્ટેટમેંટ બનાવ્યા પહેલાં તોહમત મુકશો. મેજીસ્ટ્રેટે કહ્યું કે મેં લગભગ પોણું સ્ટેટમેંટ વાંચ્યું છે. મૌલાના સાહેબે કહ્યું કે એ સ્ટેટમેંટ તૈયારજ થયું નથી તો પોણું કે ગમે એટલું વાંચ્યું છે એમ કયાંથી તમે ધાર્યું ? ! મેં તો માત્ર છજ પાનાં પુરાં કર્યાં છે અને ચઉદ તો બાકી છે. મેજીસ્ટ્રેટે કહ્યું કે રાજદ્વારી ભાષણ છે અને ઘણું ખરું મેં જોયું છે; તેથી આખું સાંભળવાની કાંઇ જરૂર નથી. મૌલાના સાહેબે મેજીસ્ટ્રેટને કહ્યું કે તમે બાકીનું થોડું પણ વાંચશો તો તમે તમારા ચુકાદામાં ફેરફાર કરો પણ ખરા–મેજીસ્ટ્રેટે કાંઈ જવાબ આપ્યો નહીં ત્યારે મૌલાના સાહેબે કહ્યું કે હું આને ફારસ ગણું છું. અને દીલગીર છું કે દેશબંધુ તરીકે આવા કચરાપટ્ટીના કામમાં તમે ભાગ લીધો છે. મેજીસ્ટ્રેટે જવાબ આપ્યો કે બહુ સારૂં. અત્રે કોર્ટ બે વાગતાં મુલતવી રહી હતી અને પાછી ત્રણ વાગે શરૂ થઇ હતી જે વખતે મૌલાના શૌકતઅલી ઉપરના હીંદી ફોજદારી ધારાની ૧૨૪ મી એ અને ૧૩૫ એ કલમો પ્રમાણેના મુકદમાની સુનાવણી શરૂ થઈ હતી,

પાંચમો દીવશ.

કરાંચી તા. ૧-૧૦-૨૧

મૌલાના શૌકતઅલી સામે ૧૨૪ એ અને ૧૫૩ એ કલમ હેઠળ મુકાયલા આરોપોની તપાસ ગુરૂવાર તા. ૨૯મી સપટેંબર ૧૯૨૧ને દીવસે પુરી કરવામાં આવી હતી. કોર્ટ પાછી ખાલકદીના હોલમાં તા૦ ૧લીએ મળી હતી. આગલા દીવસો કરતાં આજે હોલ પ્રેક્ષકોથી ચીકાર ભરાઇ ગએલો હતો. મૌલાના મહમદઅલી સામે મુકવામાં આવેલા આરોપો ૧૨૪ એ અને ૧૫૩ એ કલમ પ્રમાણેની તપાસ ચાલનાર હતી.

મેજીસ્ટ્રેટ—મી મહમદઅલી હું તમારો કેસ હાથ પર લઉં તે પહેલાં મારે એક કામ કરવાનું છે. ગઈ કાલે આરોપીઓ ઉપર મુકાયેલા આરોપો (૧૨૦ બી, ૧૩૧ અને ૫૦૫) અંગ્રેજીમાં વાંચી સંભળાવ્યા હતા. કેટલાક આરોપીઓ અંગ્રેજી જાણતા નથી. અને તેથી આજે તે આરોપો ઉરદુમાં વાંચવામાં આવશે.

મૌલાના મહમદઅલી—મારૂં સ્ટેટમેંટ તૈયાર થઇ ગયું છે. હું તે વાંચવાને તૈયાર છું.

અત્રે મેજીસ્ટ્રેટે કરાંચીના સી. આઇ. ડી, ખાતાના ઇન્સ્પેકટર કરમચંદ રામલાલને ઉરદુમાં આરોપો વાંચવા જણાવ્યું.

મેજીસ્ટ્રેટ—આરોપોની નકલો બંને ભાષામાં તૈયાર છે તમારે જોઇએ એટલી કોપી તમને આપવા તૈયાર છું.

મૌલાના મહમદઅલી—અમારે સાત કોપીઓ જોઇએ છે. ત્રણ અંગ્રેજી, ત્રણ ઉરદુ અને એક સીંધી.

મેજીસ્ટ્રેટ—પીર ગુલામમુજાદીદ પણ ઉરદુ જાણે છે.

ત્યારબાદ આરોપીઓને તોહમતનામાની નકલો પુરી પાડવામાં આવી હતી.

મેજીસ્ટ્રેટ—તમે તમારૂં સ્ટેટમેંટ આપશો.

મૌલાના મહમદઅલી—થોડીવાર થોભી જાઓ, ટાઇપરાઇટર કરનારે ભુલ કરેલી છે તે હું સુધારૂં છું.

મેજીસ્ટ્રેટ—મેં મારાથી બનતું કર્યું.

મૌલાના મહમદઅલી—હું તમારો આભાર માનું છું.

મેજીસ્ટ્રેટ—તમારા ઉરદુ ભાષણની નકલ અહીં છે. તમારે જોતી હોય તો હું તમોને આપું.

મૌલાના મહમદઅલી—હા. હું તમારો આભાર માનું છું, પણ મારે મારા પ્રમુખ તરીકેના ભાષણની પણ ઉરદુ નકલ જોઇએ છે.

મૌલાના મહમદઅલી—હું તમારું ધ્યાન તા. ૩૦ સંપટેંબરના ડેલીગેઝેટમાં પ્રગટ થએલા નીચેના ફકરાપર ખેંચું છું.

" ગઇ કાલે સહવારે ૧૦-૪૫ મીનીટે કરાંચીના જુડીશીઅલ કમીશ્નર મી. બી. સી. કેનેડીએ રજીસ્ટ્રાર મી. ડીસોઝા સાથે ખાલકદીના હોલની મુલાકાત લીધી હતી. મુલાકાત લેવાનું કારણ સેશન્સ કોર્ટનું કામકાજ ચલાવવાને હોલ ઉપયોગમાં આવી શકશે કે નહીં તે હતું. તેઓ સરકારી ધારાશાસ્ત્રી મી. ટી. જી. એલફીનસ્ટન અને પરશરામ તોલારામને મળ્યા હતા. અને દરેક પ્રકારે સમજણ આપી હતી અને જણાવ્યું હતું કે હોલમાં કેસ ચલાવવા માટે કરેલી ગોઠવણ સમજાવી હતી. જુડીશીઅલ કમીશ્નર મી. કેનેડી સંતોષ પામ્યા હતા અને સેસન્સ માટે આજ હોલ ઠીક થઇ પડશે એમ જણાવ્યું હતું. સેસન્સમાં કેસ કયારે ચલાવવો તેની તારીખ હજુ નક્કી થઇ નથી. બનતાં સુધી તા૦ ૧૧ કે ૧૭ મી અકટોબરે કેસ ચાલશે. તે સેસન્સમાં જુડીશીઅલ કમીશ્નર જાતે કેસ ચલાવશે એવું ધારવામાં આવે છે.

આ ઉપરથી કોઇપણ માણસ સમજી શકે કે નીચલી કોર્ટમાં કેસ ખતમ થયા અગાઉ સેસન્સમાં કેસ ચલાવવાને તૈયારીઓ કરી રાખેલી છે. હજી તો કેસ પુરો થયો નથી. સેશન્સમાં નોંધાયો પણ નથી, ત્યારે શામાટે જુડીશીઅલ કમીશ્નરે સેશન્સ માટે કેસની અગાઉથી તૈયારીઓ કરવી જોઇએ. ઇન્સાફના અમલ

ઉપર આ એક મોટા કલંકરૂપ છે. અને હવે પછી ન્યાય ખાતા માટે જરાએ માન રહેવાનું નથી.

મેજીસ્ટ્રેટ—તેને માટે જવાબદાર હું નથી.

અત્રે પબ્લીક પ્રોસીક્યુટરે કાંઈ કહ્યું હતું જે બરાબર સાંભળી શકાયું નહોતું. મેજીસ્ટ્રેટે કહ્યું કે કેસ સેશન્સ કમીટ થયો તે પહેલાં જુડીશીઅલ કમીસ્નર હોલ લાયક છે કે કેમ તે જોવા આવ્યા છે કે નહીં તેનોજ સવાલ છે.

મૌલાના મહમદઅલી—હવે તો માત્ર સુથારને હમારે માટે ફાંસીનો માચડો બનાવવાનું કહેવાનુંજ બાકી રાખ્યું છે.

ડો૦ કીચલુ—ડેલીગેઝેટમાં જે રીપોર્ટો મારા સ્ટેટમેંટના લેવામાં આવ્યા છે તેની સામે હું વાંધો ઉઠાવું છું. કારણકે તે નરદમ જુઠાણું છે.

મેજીસ્ટ્રેટ—તે શકય છે. નરદમ જુઠાણું પણ હોય, કારણકે પેપરોમાં આવતા રીપોર્ટો ભાગ્યેજ સાચા હોય છે.

ડો૦ કીચલુ—તમો રીપોર્ટરને ભવિષ્યમાં સાવચેત રહેવા અને ખરી નોંધ લેવા કાંઈ નહીં તો કહી શકો એમ છો; વળી બીજી પણ બાબદ છે. વળી હાલમાં કોર્ટમાં કરાયલું કામ કાયદા પુર્વક નથી અને તે ચાર કારણે છે હું એ વાંચું છું. હું તેપર તકરાર કે બચાવ નથી કરવા માંગતો પરંતુ હું ધારૂં છું કે કેટલીક બીન કાયદાપુર્વક હતી.

પહેલું તો એ કે જેવું સરકારી ધારાશાસ્ત્રીએ કામકાજ પુરૂં કર્યું કે એકદમ ચાર્જ સીટ (તોહમતનામું) વાંચી નાંખવામાં આવ્યું. બીજું કોર્ટે જુબાનીઓપરથી નીર્ણય ઉપર આવવા પહેલાં સેસન્સમાં નોંધવા નક્કી કરી દીધું; ત્રીજું આરોપીઓને બચાવ બાબદ એક પણ સવાલ પુછવામાં આવ્યો નહોતો અને ચોથું મુકદમો પુરો થવાનો હતો તે પહેલાં તો મુકદમો સેસન્સમાં નોંધવા માટેની ગોઠવણો થઈ ગએલી હતી.

આ સઘળું ફારસ જેવું છે. અમે કાયદા અનુસાર તો ચાલેલું કામકાજ નકામું અને નીરર્થક થઇ પડે છે અને આખા મુકદ્દમાને બગાડે છે. અને તેથી હું ધારૂં છું કે મુકદમાની આખી તપાસ ફરી ચલાવવી; જો કે આ તો એક (હમારી) અંગત બાબદ છે. અને જો કે મેં તો કોઇપણ રીતે બચાવજ કરવાની ના પાડેલી છે તોપણ મારે આ સ્ટેટમેંટ કરવું પડે છે તે બતાવવાને કે એ બરાબર પ્રોસીડીંગ નથી પણ એક પ્રારસ છે.

મેજીસ્ટ્રેટ—તમો સેસન્સમાં વાંધાઓ રજુ કરી શકશો.

સરકારી ધારાશાસ્ત્રી—જુડીશિઅલ કમીશ્નર અહીં આવેલા તેઓ કેસ સેસન્સ કમીટ થાય તો ખાલકદીના હોલ મુકદમાની તપાસ પ્રસંગે યોગ્ય જગ્યા થઇ પડશે કે કેમ તે જોવા આવેલા.

મૌ૦ મહમદઅલી—હું ધારૂં છું કે જુડીશીઅલ કમીશ્નરને સાક્ષીના પીંજરામાં ઉભા રાખવા જોઇએ. તેમ કોઇ પણ રીતે ચોક્ખા મનથી વીના ધારાશાસ્ત્રીની સંગ્ન સલેલથી ડીટેક્ટ કરી શકો. સરકારી ધારાશાસ્ત્રીએ જુડીશીઅલ કમીશ્નરની ધરરણા જાણી નથી.

મૌલાના મહમદઅલીએ પોતાના પ્રોટેસ્ટની નોંધ દફતરે લેવા મેજીસ્ટ્રેટને કહ્યું હતું અને મેજીસ્ટ્રેટે તેમ કર્યું હતું.

## મેજીસ્ટ્રેટે લીધેલી નોંધ.

આરોપી નં. ૧ના મહમદઅલી તા૦ ૩૦મીના ડેલીગેઝેટમાંના પેરેગ્રાફ તરફ કોર્ટનું ધ્યાન ખેંચે છે કે જેમાં એવું જણાવેલું છે જુડીશીઅલ કમીશ્નર મી.કેનેડી આ મુકદમાની સેસન્સ તપાસને માટે યોગ્ય થઇ પડશે કે કેમ તે જોવા તા. ૨૯ મીએ સહવારે ૧૦–૪૫ મીનીટે ખાલકદીના હોલમાં આવ્યા હતા. અને તેથી કહે છે કે ચાર્જ મુકાવા આગમચથી નક્કી થઇ ગએલું કે મુકદમો સેસન્સમાં નોંધાવાનો છે.

(અંગ્રેજીમાં સહી) એસ. એમ. તલાટી.

મેજીસ્ટ્રેટ—આગલે દીવસે તમે કહ્યું હતું કે વારંટમાં સેકસન ૧૦૫ છે. ૫૦૫ નથી.

મો૦ મહમદઅલી—બન્ને સાફેબ—

મેજીસ્ટ્રેટ—તેમાં ૧૦૫મું સેકસન છે કે નહીં તે જોવાને હું તમને તમારાં બધાં વારંટો આપું છૂં.

શ્રી શંકરાચાર્ય—મને આપવામાં આવેલી નકલમાં ૧૦૫મુ સેકસન દાખલ કરેલું છે.

મેજીસ્ટ્રેટ—હું તમને અસલ વારંટ બતાવું જેમાં ૫૦૫મી કલમ છે.

મોલાના મહમદઅલી—મારા મીત્ર શંકરાચાર્ય અને મારી સામેનું અસલ વારંટ બતાવશો.

અંત્રે વારંટની નકલો આપવામાં આવી હતી.

શ્રી શંકરાચાર્ય—મને બરાબર યાદ છે કે મને પકડતી વખતે વારંટ બતાવવામાં આવ્યું હતું તેમાં સેકસન ૧૦૫ મુજબ કલમ દાખલ કરેલી હતી. તે ચેરાયલું હતું ૫૦૫મી કલમ દાખલ કરેલી હતી

મેજીસ્ટ્રેટ—તે પરથી બધું નથી ફરી જતું પરંતુ હું બતાવવા માંગતો હતો કારણ કે તમે આગલે દીવસે વાંધો રજુ કરેલો.

મોલાના મહમદઅલી—તે પર તો બધો આધાર છે. જો કદાચ વારંટો ચેરાયાં હોય તો

મેજીસ્ટ્રેટ—એ બીજી બાબદ છે. મેં તમારામાંના કોઇ પણ તોહમતદારને બચાવવાના કોઇ સાહેદો લાવશો કે નહીં તે પુછ્યું નહોતું.

મોલાના મહમદઅલી—નહીં હમારામાંથી કોઇ બચાવના સાહેદ લાવવાના નથી.

સરકારી ધારાશાસ્ત્રી—દરેક આરોપીઓને જુદું જુદું પુછવું જોઇએ કે તેઓ બચાવના સાહેદો રજુ કરવાના છે ??

મેજીસ્ટ્રેટ—મેં બધાને પુછયું છે.

બાદ મેજીસ્ટ્રેટે મૌલાના મહમદઅલી સામેના ૧૨૪ એ અને ૧૫૩ એ કલમ હેઠળના આરોપોની તપાસ પાછી શરૂ કરવાનું હાથપર લીધું હતું.

### તાજ વિરૂદ્ધ મહમદઅલી અને બીજાઓ.

તાજ તરફથી સરકારી ધારાશાસ્ત્રી મી. એલફીનસ્ટને કોર્ટને એવી અરજી આપી કે કોર્ટે નીચે જણાવેલા બે સાહેદો ઉપર સાહેદ સમન્સ કાઢવા પરવાનગી આપવી.

(૧ અબ્દુલ ગની, સેંટ્રલ ખીલાફત કમીટીના સુપ્રીન્ટેન્ડંટ, મુંબઇ સાક્ષી આપવા માટે.

(૨) મી. મહમદ આહમદ મુસ્તફા પ્રેસના પ્રીન્ટર, કુંભારવાડા બીજી ગલી મુંબઈ. જુલાઇ અથવા તો સપટેંબર ૧૯૨૧ માં ઉલમાઉલ હીંદ પરીષદના પ્રોસીડીંગ તથા મુતાઈક ફતવાની કોપી છાપવા આપેલી તે માટેના છાપવાના ઓર્ડરની સંખ્યા બતાવનારા દફતર સાથે સાક્ષી આપવા.

(અંગ્રેજી સહી) એલફીનસ્ટન.

### કોર્ટનો હુકમ.

આ અરજી ઉપર કોર્ટે એવો હુકમ કર્યો હતો કે આ સાક્ષીઓ માટે કેસ મુલતવી રાખવાની હું કાંઈ જરૂર જોતો નથી. જો તેઓને સેશન્સ વખતે સમન્સ કરી બોલાવવામાં આવશે તો તોપણ હેતુઇ સરશે. તા. ૨૭–૯–૨૧

(અંગ્રેજી સહી) એસ. એમ. તલાટી.

## કરાંચીના સીટી મેજીસ્ટ્રેટની કોર્ટમાં

### તાજ વિરૂદ્ધ મહમદઅલી અને બીજાઓ.

નામદાર કોર્ટે તરફથી જણાવવામાં આવ્યું તે પ્રમાણે સાક્ષીઓના લીસ્ટમાંના જે નીચે જણાવેલાઓની જુબાની આ કોર્ટમાં નથી લેવાઇ તે સાક્ષીઓને સેસન્સમાં સાક્ષી માટે તપાસવાના લીસ્ટમાં દાખલ કરવા અરજ છે.

૧. મી. સુરેંદ્રનાથસેન, જીલ્લા પોલીસ સુપ્રીનટેન્ડંટ સીલહટ (આસામ) એમણે માર્ચ ૧૯૨૦માં સીલહટ (વેલી) પરીષદમાં મૌલાના શૌકતઅલીએ આપેલા ભાષણોની લેવાયલી નોંધ સાથે સાક્ષી આપવા હાજર થવું.

૨. મદ્રાસ ઇલાકાની વેલ્લર જેલના જેલ સુપ્રીન્ટેન્ડંટ—સાક્ષી આપવા.

૩. અબ્દુલ ગની સુપ્રીન્ટેન્ડંટ ખીલાફત કમીટી મુંબઇ, સાક્ષી આપવા.

૪. મહમદ આહમદ પ્રીન્ટર મુસ્તફા પ્રેસ—કુંભારવાડા, બીડલેન મુંબઇ. તા. ૨૭ મીની અરજીમાં દર્શાવેલાં ચોપડીઓ રજુ કરવા અને સાક્ષી આપવા.

૫. સરકારના હસ્તાક્ષર શાસ્ત્રી કે જેને એકઝીબીટ ૭૭, ૭૮, ૭૯, ૮૦ અને ૮૧ એકઝીબીટ ૭૨ અને ૭૩ ની સાથે મેળવવા મોકલી તે તા. ૧૧ મી આગમચ સેસન્સ કોર્ટ મળે તે માટે.

૬. સબ ઇન્સ્પેકટર અબદુલ્લા ( ફરીઆદનામામાં જણાવેલું છે તે પ્રમાણે. )

૭. ખસારમલ ,,

૮. ટોપનદાસ ,,

તા. ૩૦ મી સપટેંબર. (અંગ્રેજીમાં સહી) એલફીનસ્ટન.
પબ્લીક પ્રોસીક્યુટર સીંધ.

## સેસન્સમાં નોંધવા માટેનો મેજીસ્ટ્રેટનો હુકમ.

### તાજ—વિરૂદ્ધ.

૧ રામપુરવાળા મહમદઅલી.
૨ મૌલવી હુસેન આહમદ.
૩ ડૉકટર સઇફુદીન કીચલુ.
૪ પીર ગુલામ મુજાદીદ.
૫ મૌલવી નીસાર આહમદ.
૬ ભારતી કૃષ્ણતીર્થ ઉર્ફે વેંકટરામ.
૭ રામપુરવાળા શૌકતઅલી.

આ કેસમાં સંડોવાયલા આરોપીઓ સામે ૧૨૦ બ અને ૧૩૧ કલમના આરોપો લાગુ પડે છે એટલે કે આરોપીઓએ નામદાર શેહેનશાહના મુસલમાન અપ્રસરો અને સીપાહોને ફોસલાવવા માટે કાવતરૂં રચવામાં ભાગ લીધો હતો. અપ્રસરો અને સીપાહોને પોતાની નોકરીમાંથી ફોસલાવવા માટેનો ગુન્હો આરોપીઓએ કર્યો છે અને તેથી તેઓ સામે ઇંડીઅન પીનલકોડ પ્રમાણે ૫૦૫, ૧૦૯ અને ૧૧૭મી કલમો લાગુ પડે છે.

૧૯૨૧ ના ૩૧ મી ઓગસ્ટના સ્થાનીક સરકારના હુકમ અને સત્તાની રૂએ આ કેસ ઇંડીઅન પીનલકોડની ૫૦૫ મી કલમ પ્રમાણે લાવવામાં આવ્યો છે. ૧૯૨૧ના ૯ મી જુલાઇએ કરાંચીમાં મળેલી ખીલાપ્રત પરીષદમાં આરોપી નં. ૧નાએ નીચે મુજબ ઠરાવ મુકયો.

"આ સભા જાહેર કરે છે કે આ વખતે બ્રીટીશ સરકારના લશ્કરની નોકરીમાં ચાલુ રહેવું અગર તો બીજાને તેમ કરવા લલચાવવું તે ધર્મના ફરમાન મુજબ ગેરકાયદેસર છે અને દરેક મુસલમાન તેમજ ઓલમાઓની ફરજ છે કે આ ધારમીક ફરમાન દરેક મુસલમાન સીપાહને સમજાવવો."

ઠરાવની પ્રસ્તાવનામાં નં. ૧ના આરોપીએ નીચે મુજબના વાકયો ઉચ્ચાર્યાં હતા.

"આવા કટોકટીના વખતે ઘણોજ અગત્યનો ઠરાવ રજુ કરવામાં આવ્યો છે અને આ પરીષદનું ખાસ મહત્વનું કામ આજ છે એમ સઘળાએ સમજવાનું છે."

બીજા બધા આરોપીઓ પરીષદમાં હાજર હતા અને આ ઠરાવ પાસ કરવામાં આવ્યો ત્યારે લગભગ ૨૦૦૦ માણસો પરીષદમાં હાજર હતા. આ ઠરાવને નં. ૨ ના આરોપી હુસેન અહમદે ટેકો આપતાં નીચે મુજબ કહ્યું હતું:—

"જયારે બીજા દેશોમાં ઇસ્લામ મુશ્કેલીમાં આવી પડયો છે અને ખીલાપ્રતનો સવાલ ગુંચવાએલો છે, અને જયારે ઇસ્લા-

મી ધર્મ અને તેના ઉલેમાઓ વારંવાર આવી ખરાબ સ્થીતીમાં આવી પડે છે ત્યારે કેવા ફરમાન કાઢવાં જોઇએ તે વિષે...... કુરાન કહે છે કે "એ મુસલમાનો, જે લોકો તમારી સામે યુદ્ધ કરે છે, તમારી ઇજ્જતનો નાશ કરવા ચાહે છે, તમારા ધર્મને, તમારા માનને, તમારા દ્રવ્યને જડમુળથી ઉખેડી નાંખવા માંગે છે તેમનો તમારે વિરોધ કરવો જોઇએ અને તેની સામે તમારે યુદ્ધ આદરવું જોઇએ."

"વળી જો ઇસ્લામના દુશ્મનો તમારી સામે એક શામટા યુદ્ધ કરે કે તમારા દેશ, દ્રવ્ય, માન અને ધર્મનો નાશ કરવા ઇચ્છે તો તમારે સઘળાએ તેની સામા થવાની તથા તેમની સામે યુદ્ધ કરવાની ફરજ છે. આ બધા મંત્રોનો ખાસ અર્થ એ છે કે જયારે મીત્ર રાજયો અને યુરોપના રાષ્ટ્રો ઇસ્લામનો નાશ કરવા ઇચ્છે છે અને જુદી જુદી જાતનો અત્યાચાર કરતાં ઇસ્લામી રાજય અને ધર્મનો નાશ કરવાના તાગડા ઘડે છે ત્યારે આ મંત્રોનો અર્થ શું છે અને તે તમને કેવી રીતે લાગુ પડે છે એ તમારે જાતે જાણી લેવાનું છે. આવી સ્થીતીમાં માત્ર આળસ કે ઉદાસીનતા એજ પાપ ગણાય તોપછી ઇસ્લામના દુશ્મનોને કોઇપણ રીતે મદદ કરવી એ કેવી રીતે વ્યાજબી ગણાય? આથી કુરાનના જુદા જુદા મંત્રોમાં એ બાબદ મના કરવામાં આવી છે."

આગળ ચાલતાં આરોપીએ કહ્યું છે કે "જે લોકો મીત્ર રાજયોને મુગે મ્હોઢે પૈસાથી જીંદગીથી કે લશ્કરથી કે ગમે તે રીતે મદદ કરે છે એ બધાએ આ વર્ગમાં ગણાશે. યુરોપની તેમજ મીત્ર રાજયોની પૃથ્વીના પડ ઉપર એક પણ મુસલમાન રાજય ન ટકે એવું કરવાની ઇચ્છા છે; એમ જયારે જણાશે ત્યારે જે માણસ મીત્ર રાજયોને કોઇ પણ રીતે મદદ કરશે તે ઇસ્લામનો દુશ્મન અને ઇસ્લામના પાયાને ઉખેડી નાંખનાર બનશે. જેઓ લશ્કરમાં રહીને મીત્ર રાજયો તથા ઇસ્લામના દુશ્મનોને મદદ

કરે છે તેનણે પોતે મુસ્લીમ રહેવાની ઇચ્છા છે કે નહીં તે વીચારવું જોઇએ."

આગળ ચાલતાં બીજા આરોપીએ કહ્યું છે કે—"જે લોકો શત્રુઓને મદદ કરે છે અને બીજા લોકોને લશ્કરમાં દાખલ કરી આપે છે, તેઓએ વીચાર કરવો જોઇએ કે માત્ર આમ ઇસ્લામના શત્રુઓને મદદ કરવાથીજ તેમની શું દશા થશે?! આવી સ્થીતીમાં મુસલમાનોની સામે લડવાને માટેજ જે લશ્કર નીર્માણ થયું છે તેમાં દાખલ થવું એ કોઇપણ મુસલમાનને માટે વ્યાજબી છે શું ?!"

આરોપી નં. ૨ નાએ પોતાનું ભાષણ નીચે મુજબ પુરૂં કર્યું.

"આ બાબદમાં રચાયેલા મંત્રો તથા હદીસોને આધારે હું આ ઠરાવને ટેકો આપું છું અને કહું છું કે દરેક મુસલમાને સઘળા લશકરો તથા લોકોને મીત્ર રાજ્યોને કોઇપણ રીતે મદદ કરતા અટકાવવા જોઇએ."

આરોપી નં. ૪ પીર ગુલામ મુજાહીદે ઠરાવનો સીંધીમાં તરજુમો કર્યો તેમાં એણે કહ્યું છે કે "આ સભા એમ નક્કી કરે છે કે બ્રીટીશ લશ્કરમાં દાખલ થવું મુસલમાનો માટે હરામ છે." એણે સીંધીમાં આ ઠરાવને ટેકો આપવાનું ભાષણ કર્યું.

ત્રીજા આરોપી ડૉ. સઇફુદીન કીચલુએ પણ આ ઠરાવને ટેકો આપ્યો અને કહ્યું કે "ઘણું કરીને આ ઠરાવ મારા માનવંતા ભાઇ (પ્રમુખ) એ પહેલ વહેલો કર્ણાટકમાં આવેલા ગોકક શહેરમાં રજુ કર્યો હતો અને તેને ટેકો આપવાનું માન મને મળ્યું હતું. આજે ફરીથી એજ ઠરાવ સમસ્ત હીંદ ખીલાફત કોનફરન્સના મંડપમાંથી આખી દુનીઆના મુસલમાનો સનમુખ રજુ કરવામાં આવે છે."

આગળ જતાં એણે કહ્યુંછે કે "અમે આખી દુનીઆની આંખ આગળ ચોખ્ખી લડાઇ જાહેર કરવા ઇચ્છીએ છીએ કે જો ડીસેંબર સુધીમાં તમે અમારી માંગણીઓ ન સ્વીકારો તો તમારા

ગાંસડા પોટલા બાંધીને સાતે સમુદ્રપાર ઉતરી જવાનું અમે તમોને કહીશું"............................................

માત્ર આજથીજ નહીં પણ ઘણા વખત થયાં લશ્કરમાં જોડાવું એ ગેરવ્યાજબી છે. પણ હું આજે ફરીથી જાહેર કરૂં છું કે ઓ મુસલમાન લશ્કરીઓ! તમારે બરાબર સમજી લેવું જોઇએ કે તમારા ઓલેમાઓએ કાળજીપૂર્વક ધારમીક કાયદાઓને વિચાર્યા બાદ આ ફતવો કાઢ્યો છે અને તે તેમણે પોતાના ભાષણોમાં સમજાવ્યો છે અને આજે ખીલાફત કમીટી ખુલ્લું જાહેર કરે છે કે સરકારની લશ્કરી નોકરીમાં રહેવું એ દરેક મુસલમાનને માટે ગેરવ્યાજબી છે."

ચોથા આરોપી મૌલવી નીસાર આહમદ પણ ઠરાવ ઉપર નીચે પ્રમાણે બોલ્યો.

"તમે અને અમે સઘળા જાણીએ છીએ કે જે સરકારના અત્યાચારો પ્રખ્યાત છે અને જે લોકોનો ધર્મ અને નીતી બગાડવાને બને તેટલા દરેક બધી જાતના પ્રયાસો આદરે છે તેની સાથે કાંઇપણ સંબંધ રાખવો એ ધર્મ પ્રમાણે નામુનાસબ છે. એવા લોકોના લશ્કરમાં દાખલ થવું કોઇને દાખલ થવા લલચાવવું અથવા તો મુંગે મ્હોંઢે બેસી રહી એવું થાય તે જોયા કરવું એ ગેરવ્યાજબી છે. જેમણે આ ભાષણો સાંભળ્યા છે તેમણે આ બાબદના ધારમીક ફરમાનો જાણ્યા છે અને જેઓ ગેરહાજર છે તેમને જણાવવાની આપણી ફરજ છે. એ ગોરા સરકારની સામે આ સરકાર લડે છે તેથી નહીં; પરંતુ ભુતકાળમાં દીધેલાં બીજાં દુઃખોને લીધે લશ્કરી નોકરી ગેરવ્યાજબી બનેલી છે. દાખલ થવાની તો વાતજ કયાં પરંતુ કોઈ હીંદીવાને અને ખાસ કરીને મુસલમાને એ વિશે વિચાર કરવો કે સ્વપ્ન જેવું એ પણ છાજતું નથી. આપણે લશ્કરમાં દાખલ થઇએ અથવા ન થઇએ તો બીજાને તેમ કરવા સમજાવીએ અને જે લોકો આપણા પવિત્ર કાબાનો નાશ કરવા ઇચ્છે છે તેમને મદદ અપાવીએ તો આપણે

મહીનાને અપવિત્ર બનાવીશું. લશ્કરમાં જોડાવું એ ખરેખર નામુનાસેબ છે."

આરોપી નં. ૬ ભારતી કૃષ્ણતીર્થજીએ ઠરાવને ટેકો આપ્યો અને અંગ્રેજીમાં તેના ઉપર ભાષણ કર્યું.

આરોપી નં. ૭ શૌકતઅલી કોનફરન્સમાં હાજર હતા છતાં આ ઠરાવ ઉપર કાંઇ બોલ્યા નહોતા. એ બધાં ભાષણો પુરાં થયા બાદ પ્રમુખ તરીકે પહેલા આરોપીએ નીચે મુજબ કહ્યું.

"આ ઘણોજ મહત્વનો અને જવાબદારીવાળો ઠરાવ તમારી આગળ મુકાયો છે. હવે હું ઇચ્છું છું કે જો તમારો વિચાર તેને પસાર કરવાનો હોય તો તમારે ઉભા થવું." એ પ્રમાણે કોનફરન્સમાંનો તમામ હાજર વર્ગ ઉભો થયો અને એકમતે દરેક જાતના અવાજો વચ્ચે ઠરાવ પસાર કર્યો.

સાક્ષી નં. ૧ ઝામનશાહ પોલીસના ડેપ્યુટી પોલીસ સુપ્રીનટેન્ડંટ; સાક્ષી મહમદબક્ષ (એક્ઝીબીટ ૬) ડેપ્યુટી કલેકટર—એમણે જ્યારે આ ઠરાવ પસાર થયો ત્યારે પોતે કોનફરન્સમાં હાજર હતા એવી જુબાની આપી અને તેઓ કહે છે કે "સરકારી હુકમમાં ઠરાવનો જે તરજુમો આપેલો છે એ સાચો છે."

ઇન્સ્પેકટર લાખતહુસેન (એક્ઝીબીટ ૧૧) ની જુબાની એવી છે કે તે ખીલાફત કોનફરન્સમાં હાજર હતો અને ઉરદુ શોર્ટહેંડમાં બધા કામકાજની એણે નોંધ લીધી હતી. એણે આ ઉરદુ શોર્ટહેંડ નોંધો તથા તેનું પુરેપુરૂં ઉરદુ લખાણ રજુ કર્યું છે અને તેનો પાછળથી ખાનબહાદુર સૈયદ મહમુદશા—જીલ્લા પોલીસ સુપ્રીનટેન્ડંટ થરપારકરનાએ તરજુમો કર્યો છે.

લાખતહુશેન સોગંદપર કહે છે કે પોતે નોંધમાં જે દરશાવ્યું છે તે શબ્દે શબ્દ આરોપી બોલ્યો હતો.

સબ ઇન્સ્પેકટર શાહ બહાદુરખાન (એક્ઝીબીટ ૧૩) પણ ઉરદુ શોર્ટહેંડ લખનાર તરીકે કોનફરન્સમાં હાજર હતો. એણે

પણ ઉરદુમાં શોર્ટહેંડ તથા પુરેપુરૂં ઉરદુ લખાણુ રજુ કર્યું છે અને કહે છે કે "પોતે જે નોંધ લીધી છે એ તદન સાચી છે."

ડેલીગેઝેટ અને ન્યુ ટાઇમ્સના એડીટર તથા રીપોર્ટરોને પણ જે નોંધોપરથી તે પેપરોમાં એ હેવાલ છપાયો હતો તે નોંધ રજુ કરવા કહેવામાં આવ્યું છે.

આરોપીઓએ કોઇ પણ રીતે ઠરાવની ભાષણ તથા પોતાના ભાષણોના હેવાલોની સચ્ચાઇ બાબદ જરાએ વાંધો લીધો નથી. જોકે કોઇપણ આરોપી આવો ઠરાવ પસાર થયો હતો અને તેને ટેકો મળ્યો હતો એમ ચોખ્ખે ચોખ્ખું કહેતા નથી છતાં એવો ઠરાવ પસાર થયો હતો અને તેઓ તેની સાથે સંપુર્ણ સાહનુભુતી ધરાવતા હતા અને છે એ બાબદ ખુલ્લી રીતે મહમદઅલી, કીચલુ અને શૌકતઅલી કબુલ કરે છે. આથી બ્રીટીશ લશ્કરમાં નોકરી કરવી કે કોઇને કરવા સમજાવવું એ કોઈ પણ મુસલમાનને માટે ગેરવ્યાબી છે એવી મતલબનો ઠરાવ એ સભામાં પસાર થએલો એ બાબદમાં જરાએ શક નથી.

કરનલ ગ્વાયરની જુબાની બતાવે છે કે હીંદી લશ્કરના સીપાહોનાં નામ બે જાતનાં ફારમો ઉપર નોંધવામાં આવે છે અને તેમને અમુક મુદત સુધી નોકરી કરવાની શરત કરી આપવી પડે છે. લશ્કરમાં નોકરી ન કરવા વીશેના છાપેલાં ચોપાનીઆઓ ટપાલમાં સીપાહીઓને મળ્યા હતા એમ પણ એ કહે છે. એ ચોપાનીઆમાં લખ્યું છે કે "સરકારની સઘળી નોકરીઓ ખાસ કરીને પોલીસ અને લશ્કરમાં કરવી એ હરામ છે"

સુબેદાર મેજર જયરામ ૯૮ પાયદળ વડોદરાના જણાવે છે કે "પોતાની ટુકડીની ટપાલ પોતે હંમેશ તપાસતો એ કહે છે કે બીજી તથા ત્રીજી ઓગસ્ટે એકસરખાં બાર પરબીડીઆંઓના હાથમાં આવ્યાં અને તેમાંનુ એક ફોડતાં લશ્કરમાં નોકરી કરવી એ નામુનાસીબ છે એ મતલબની એક પત્રીકા તેમાંથી

નીકળી. વળી એ કહે છે કે એ બારે પરબીડીઆં એણે પોતાના ઉપરી અમલદારોને આપી દીધાં. "

સુબેદાર અઝીઝુદ્દીન જાટ ઇનફ્ન્ટ્રી ચમનના પણ એજ પ્રમાણે કહે છે.

સુબેદાર અહમદ બાવન હસન હઝરા પાયોનીઅર્સ ક્વેટા પણ કહે છે કે ઓગસ્ટના છેલ્લા અઠવાડીઆમાં એને એવુંજ પરબીડીઉં મળ્યું હતું અને બીજા હીંદી અફસરોના સરનામાવાળા પરબીડીઆં પાંચ સાત તેણે જોયાં હતાં આ ઉપરથી ખુલ્લું જણાઇ આવે છે કે ખીલાફત કોનફરન્સમાં પસાર થએલા ઠરાવ મુજબ હીંદી લશ્કરીઓને નોકરી છોડવવાના પગલાં લેવામાં આવ્યાં હતાં.

ઠરાવ પરથી માલમ પડે છે કે એ પ્રમાણે કરવાને બધાં પગલાં લેવાનો તેમણે ઠરાવ કર્યો હતો અને એ પ્રમાણે પગલાં લીધાં પણ હતાં. પહેલા આરોપીએ ૨૦ પાનાનું એક મોટું લાંબું સ્ટેટમેંટ રજુ કર્યું છે તથા બીજા ચૌદ પાનાનું ટાઇપ કરેલું રૂમેર્યું છે. એ કબુલ કરે છે કે એવી જાતનો ઠરાવ એ પ્રમાણે પસાર થયો હતો. બીજા આરોપીઓ પણ શૌકતઅલી બાદ કરતાં ઠરાવ ઉપર પોતે બોલ્યાનું કબુલ કરે છે. શૌકતઅલી આરોપી નં. ૭ કબુલ કરે છે કે પોતે એ ઠરાવ સાથે સંપૂર્ણ સાહનુભુતી ધરાવે છે અને તે દીવસે પરીષદમાં ન બોલવા માટે દીલગીર છે. નં. ૧ અને ૪ ના સ્ટેટમેંટો પુરેપુરાં લખી લેવામાં આવ્યાં છે અને તેની ઉપર તેમણે સહી કરી છે. આ સ્ટેટમેંટોના મોટા ભાગને મુકદમા સાથે કાંઇ લાગતું વળગતું નથી અને તેમાં કુરાનમાં બતાવ્યા પ્રમાણેના ઇસ્લામીક કાયદાના વિવેચનો રાજયદ્વારી ચર્ચાઓ અને સરકાર તથા સરકારી નોકરોને ગાળો ભાંડેલી છે. બાકીના આરોપીઓએ મુકદમા વિષે કોરટે જે ખાસ સવાલ પુછ્યા તેનો જવાબ આપવાની ના પાડી અને કહયું કે તેઓ પણ

આરોપી નં. ૧ અને ચારની પેઠેનુંજ સ્ટેટમેંટ આપવા ઇચ્છતા હતા. આ સ્ટેટમેંટોનું પણ ઉપર પ્રમાણેજ સમજવું.

આરોપી નં. ૬ ભારતી કૃષ્ણતીર્થજીએ કોરટે પુછેલા સવાલોના જવાબ આપતાં ઉભા થવાની ના પાડી અને એથી એને ચેતવણી આપવામાં આવી કે જો એને સ્ટેટમેંટ આપવું હોય તો ઉભા થવું અને ઉભો નહી થાય તો તેના સ્ટેટમેંટની નોંધ નહીં લેવામાં આવે, પણ એણે તો પોતાની જીદ ચાલુ રાખી તેથી એના સ્ટેટમેંટની નોંધ લેવામાં આવી નથી.

રજુ થએલી જુબાની બતાવે છે કે સાતે સાત આરોપીઓની સામે સેકસન ૧૨૦ બી તથા ૧૩૧ (હીંદી ફોજદારી ધારા) પ્રમાણે શેહેનશાહના મુસલમાન લશ્કરીઓને ફોસલાવવાના કાવતરામાં ભાગ લેવા માટેનો પ્રાયમાફેસી કેસ સાતેની સામે છે. વળી સેકસન ૫૦૫ તથા ૧૦૯ પ્રમાણે લશ્કરીઓને તેમની ફરજ ચુકી જવાની ઉસ્કેરણી કરવા બાબદનો પ્રાયમાફેસી કેસ પણ આરોપીઓ સામે છે. વળી ૫૦૫ અને અથવા ૧૩૧ (ઇંડીઅન પીનલકોડ પ્રમાણે) દસ માણસોને ઉશ્કેરવાનો અને એમ કરીને ૧૧૭ મા વિભાગ મુજબનો ગુન્હો કરવાનો પ્રાયમાફેસી કેસ પણ છે. ૧૩૧મા વિભાગ મુજબના અપરાધોની તપાસ માત્ર સેસન્સ કોર્ટજ ચલાવી શકે એવું હોવાથી આરોપીઓને કરાંચીની સેસન્સ કોર્ટમાં કમીટ કરવામાં આવે છે; જ્યાં તેમણે વિભાગ ૧૨૦ બિ, ૧૩૧, ૫૦૫, ૧૦૯, અને ૧૭૦ મુજબના અપરાધો માટે ઉભા રહેવું.

(સહી) એસ. એમ. તલાટી.

સીટી મેજીસ્ટ્રેટ.

છઠ્ઠા દીવસનું કામકાજ.

કરાંચી શુક્રવાર તા. ૨૧ મી અકટોબર ૧૯૨૧.

કમીટીંગ મેજીસ્ટ્રેટ મી. એસ. એમ. તલાટીએ ત્યાંની સેંટ્રલ જેલમાં સાત આગેવાનો સામેના મુકદમા માટે તા. ૨૧ મી અકટોબર ૧૯૨૧ ને દીવસે ફરી કોર્ટ ભરી હતી કે જેમાં સરકારી ધારાશાસ્ત્રીએ પોતાના તા. ૨૭ મી સપટેંબરના કાગળમાં સમન કરી જુબાની લેવા જણાવેલા સાહેદો મેસર્સ અબ્દુલ ગની અને મહમદ આહમદની જુબાની સમન કરી લેવાની ઇચ્છા દરશાવી હતી.

## મૌલાના મહમદઅલીનું ભાષણ.

શરૂઆતમાં મૌલાના મહમ્મદઅલીએ કહ્યું કે આજે તપાસવામાં આવનારા સાક્ષીઓમાં મી. અબદુલ ગની અને મી. મહમદ આહમદ પણ છે કે જેમને બોલાવવા માટે તા. ૨૭ મી સપટેમબરે મુકદમો ચાલુ હતો; ત્યારેજ સરકારી પ્રોસીક્યુટરે કોર્ટને અરજ કરી હતી કે સેંટ્રલ ખીલાફત કમીટીની ઓફીસના સુપ્રીનટેન્ડંટ મી. અબદુલ ગની અને મુસ્તફા પ્રેસના પ્રીન્ટર મી. મહમદ આહમદને મુતાફીક ફતવો તેમજ જુલાઇ, ઓગસ્ટ કે સપટેમ્બરમાં મળેલી ઉલેમા-એ-હીંદના કામકાજની કેટલી નકલો છાપવાનો હુકમ મળ્યો હતો, કેટલી છપાઈ હતી, અને કેટલી સેંટ્રલ ખીલાફત કમીટીને પહોંચાડવામાં આવી હતી તે વગેરેને લગતી જુબાની આપવા બોલાવવા માટે સમન્સ કહાડી આપવા મહેરબાની કરવી.

એ ઉપરથી તમે હુકમ કર્યો હતો કે એ સાક્ષીઓને બોલાવવા માટે આ મુકદમાની તપાસ મુલતવી રાખવાની જરૂર નથી અને તે સાક્ષીઓને સેસન્સ કોર્ટમાં બોલાવવા ખસ થઇ પડશે.

એમ લાગે છે કે કોર્ટને હવે પોતાની ભુલ જણાઇ છે અને તા. ૨૭ મીએ જે વાતનું ભાન નહોતું તેનું ભાન થયું છે કે

આરોપીઓ સામે સેસન્સમાં જે પુરાવા રજુ કરવાના હોય તે પહેલાં નીચેની કોર્ટમાં રજુ થવા જોઇએ. જો એમ હોય તો કોર્ટે પોતાના તા. ૨૭ મી સપટેંબરના હુકમમાં ભુલ સુધારી છે એમ કોરટે કબુલ કરવું જોઇએ.

પણ મુદ્દાની વાત તો એ છે કે અમારી તપાસને બીજેજ દીવસે એટલે કે તા. ૨૭ મીએ જયારે પ્રોસીક્યુશન તરફની જુબાનીઓ પણ પુરી લેવાઈ નહોતી અને અમને બચાવ કે સ્ટેટમેંટ રજુ કરવાની હજુ તક પણ મળી નહોતી તે પહેલાં કોર્ટે તો અમને સેસન્સમાં ધકેલવાનો નીર્ણય કરી નાખ્યો હતો. આ રીતે આખી તપાસ નામોશીભરી રીતે ચલાવવામાં આવી છે. વળી કેમ જાણે અમને સેસન્સમાં નોંધીજ દીધા ન હોય તેવી રીતે સેસન્સમાં અમારી તપાસ માટે ખાલકદીના હોલ સગવડ પડતો થઇ પડશે કે કેમ તે જોવા અને બીજી સગવડો કરવા માટે તા. ૨૯ મી સપટેંબરે જયુડીશીયલ કમીશનર આવ્યો હતો તે તરફ અમે પહેલાં પણ ધ્યાન દોર્યું હતું.

સરકારી પ્રોસીક્યુટરે વકીલાતની ચાલાકીથી જણાવ્યું હતું કે એ તો કદાચ કેસ સેસન્સમાં ચલાવવામાં આવે એમ માનીને હોલ તપાસવામાં આવ્યો હતો. પરંતુ હું કહું છું કે ત્યારે તો કદાચ અમને દેશપારની સજા કરવામાં આવે એમ માનીને સ્ટીમરો પણ તૈયાર રાખવામાં આવી હશે! કેમકે સ્ટીમરો પણ જોઇશે તો ખરીજ! મારા ભાઈને કેદખાનાના કપડાં શરીરે બંધ બેસતા થશે કે નહીં તે માટે તેના કપડાંનું માપ લેવા દરજીને બોલાવ્યો છે કે?

અમારે તમને જણાવી દેવુ જોઇએ કે ઇંગ્લાંડનો લોર્ડ ચીફ જસ્ટીસ અત્યારે હીંદનો વાઈસરોય છે, ન્યાય આપવાના તેણે બણગા ફુંક્યાં છે, આમ છતાં ન્યાયના વહીવટમાં તો અગાઉ પ્રારસ હતું તેવું પ્રારસજ રહ્યું છે. વળી જયારે પ્રમાણીક દેશભક્ત કાર્યકર્તાઓ સામે કામ ચલાવવાની સરકાર

મંજુરી આપે છે ત્યારે મેજીસ્ટ્રેટો અને જજો તો એમ માનીજ લે છે કે આરોપીઓને ગુન્હેગાર ઠરાવી સરકારની ઈચ્છા મુજબ તેમને સજા કરવી.

અમને સેશન્સમાં નોંધવામાં આવ્યા તે પહેલાંજ જ્યુડીશીઅલ કમીશ્નરે તે વીષે ખાત્રી આપી હતી એટલુંજ નહીં અને એ બાજી એટલી તો ગોઠવી રાખવામાં આવી હતી કે અમારી તપાસને બીજેજ દીવસે અમને સેસન્સમાં નોંધવાનો ચુકાદો ઘોળા પર કાળો કરી મારવામાં આવ્યો હતો.

આ હડહડતો પક્ષપાત છે અને કાયદાના રક્ષક હોવાનો દાવો કરનારા અને સાત જાહેર કાર્યકર્તાઓને ન્યાય આપવા એ સવાનો ડોળ ઘાલનારાઓએ ચોખા હાથે કોરટમાં આવવું જોઇએ. કોરટે પોતાનો હડહડતો પક્ષપાત પુરવાર કર્યો છે અને તપાસની રીતને કલંક લગાડયું છે, એ વાત સર્વને જાહેર કરવી જોઇએ અને ખાસ કરીને ઇંગ્લાંડના એ લોર્ડ ચીફ જસ્ટીસને!

મોલાના મહમદઅલીએ સ્ટેટમેંટ કર્યા બાદ ડો. કીચલુએ કોર્ટને સવાલ પુછયો કે આ તપાસના કાગળો હાઇકોરટપર મોકલી આપવામાં આવ્યા છે કે? મેજીસ્ટ્રેટે જવાબ આપ્યો કે કાગળો હાઇકોર્ટ પર મોકલી આપવામાં આવ્યા છે અને હજુ ત્યાંજ છે. ડો. કીચલુએ બીજો સવાલ કર્યો કે આ વધારાની જુબાની ઉપલી સત્તાની સુચનાથી લેવામાં આવે છે કે? મેજીસ્ટ્રેટે જવાબ આપ્યો કે તેણે પોતાની મેળેજ આ પગલું ભર્યું હતું.

## મી૦ અબદુલગનીની જુબાની.

આટલી પ્રસ્તાવના થયા બાદ સેન્ટ્રલ ખલીફત કમીટીની ઓફીસના સુપ્રીન્ટેન્ડન્ટ મી. અબદુલગનીની જુબાની લેવામાં આવી હતી.

## સાહેદ અબદુલ ગનીની જુબાની.

સાહેદ અબદુલગની મુસલમાન રજપુત ઉમ્મર વરસ ૩૦ મુંબઇ સેંટ્રલ ખિલાફત કમીટીના સુપ્રીન્ટેન્ડંન્ટે સરકારી ધારા-

શાસ્ત્રીના સવાલના જવાબમાં જુબાની આપતાં નીચે મુજબ જણાવ્યું હતું.

સ.—(ચોપડી બતાવતાં) સેંત્રલ ખીલાફત કમીટીની લીટરેચર બુક આજ છે કે.

જ.—તેની ઉપર કોઇ લખ્યું નથી. જણાય છે કે તેજ છે.

સ.—ગયા મહીનાની ૨૦ મી તારીખે છુપી પોલીસના ડેપ્યુટી કમીસ્નર મી. કેલીએ તમારી ઓફીસની મુલાકાત લીધી હતી.

જ.—હા. પરંતુ મને તારીખ બરાબર યાદ નથી કારણકે મને એ બાબદમાં સ્હેજ પણ સંબંધ નથી.

સ.—તમે તેને આ ચોપડી આપી હતી.

જ.—તે ઓફીસમાંથી લઇ ગયા હતા.

સ.—તેમાં કોઇ નોંધ લીટરેચર બાબદની ફેબ્રુઆરી માસમાં છે.

જ.—લીટરેચરના ખાતાનો હવાલો મારી પાસે નથી, તેનો કારકુન બીજો છે તે બરોબર જાણે છે.

સ.—લીટરેચર આવ્યા ગયાની નોંધ રાખવાની ફરજ તેની છે.

જ.—હા.

પ. પ્રો.—(કોર્ટને) નાં. ૪૩ ના એકઝીબીટ એમને બતાવો.

પ. પ્રો. (સાહેદને બતાવીને) શું તમે આ કાગળો છાપવા મોકલેલા.

જ.—હા, મેં મોકલેલા.

મેજીસ્ટ્રેટ—એ કાગળ છે કે શું છે.

જ.—તે મુખપ્રષ્ઠ (ટાઇટલ પેજ) અને બીજા કાગળો મેં પ્રેસમાં મોકલેલા તે છે.

સ.—મુસ્તફા પ્રેસમાં,

જ.—હા.

સ.—મુતાફીક ફતવો અને બીજાં આચરીઆના આ કાગળો છે.

જ.—હા.

સ.—હું ધારું છું કે મુખપૃષ્ટ ( ટાઇટલ પેજ ) નું પાનું છાપવા માટે અને ચોપડીઓની અમુક સંખ્યામાં નકલો છાપવા માટે તમે સહી કરી છે.

જ.—હા.

સ.—તે પ્રેસમાં કયારે છપાઇ.

જ.—મને તે યાદ નથી.

સ.—તમે અટકળ કરી શકો છો.

જ.—મેં ઓર્ડર ઉપર ૧૯૨૧ ના ફેબ્રુઆરી મહીનાની તા. ૧૪ મીએ સહી કરેલી; પરંતુ તે પ્રેસમાં તો ત્યાર પછી ગએલો.

સ.—કેટલી નકલો માટે તમોએ હુકમ આપેલો.

જ.—૫૦૦૦.

સ.—અને તમને કેટલી મળી.

જ.—૨૦૦૦.

સ.—તમે કહી શકો છો કે ૨૦૦૦ નકલો તમને કયારે મળી (અત્રે સાક્ષીને લીટરેચર સ્ટોક રજીસ્ટર બતાવ્યું હતું).

જ.—મને બરાબર યાદ નથી; પરંતુ હું ધારૂં છું કે તે જુલાઇ માસમાં મળેલી.

સ.—નકલોનું શું થયું તેની તમને ખબર છે.

જ.—મને ખબર નથી તે કારકુનને આપવામાં આવી હતી તે વ્હેંચવાની હતી.

પ. પ્રો.—( કોર્ટને ) એકઝીબીટ ૪૨ સાહેદને બતાવો ( બતાવ્યા પછી ) પ. પ્રો.—આ તેજ ઠરાવ છે કે જેની રૂએ શૌકતઅલીને સેંટ્રલ ખીલાફત કમીટીના સેક્રેટરી નીમેલા હતા.

જ.—આ એક ચોપડીનું પાનું છે, એમ માલમ પડે છે કે તે મીનીટ બુક છે. તે શું છે તે હું જાણતો નથી.

સ.—તમે ડેપ્યુટી કમીશનરને કમીટીની મીનીટ બુક તરીકે આ બતાવી હતી ? અને ઠરાવ ખરો છે.

જ.—તે મને મીનીટ બુક જેવી લાગી, મને બરાબર ખાત્રી

નથી કે મીનીટ બુક હતી કે ઠરાવના કામકાજની ચોપડી હતી. મેં તો કમીટીની મીનીટ બુક ધારીને લીધી પણ—તેમાં લખેલો ઠરાવ ખરો છે કે નહીં તે હું કહી શકતો નથી.

સ.—૧૯૨૧ માં મૌલાના શૌકતઅલી સેંત્રલ ખીલાફત કમીટિના ઓનરરી સેક્રેટરી હતા તે તમે જાણો છો.

જ.—હા. તે જાણીતી વાત છે અને એ તો આખું જગત જાણે છે કે તેઓ કમિટિના પાંચ સેક્રેટરીઓમાંના એક છે.

સ.—બીજા ચાર કોણ છે.

જ.—શેઠ યાકુબહુસેન.

મેજીસ્ટ્રેટ—(પ. પ્રો. ને) તમારે બધાનાં નામ જાણવાં છે.

પ. પ્રો.—(સાક્ષીને) ડૉ. કીચલુ પણ તેઓમાંના એક છે.

જ.—હા.

સ.—બીજા મી. ખત્રી છે, અને એકઝીબીટ ૪૩ ની પ્રસ્તાવના તેમણે લખી છે.

જ.—હા. તેમણે લખી છે અને તેઓ સેક્રેટરીઓમાંના એક ઓનરરી સેક્રેટરી છે.

પ. પ્રો.—(હસતાં હસતાં મૌ. મહમદઅલી તરફ આંગળી કરીને) હું આશા રાખું છું કે આપણા આ મીત્ર પણ કમીટીના સભાસદ હશે.

જ.—હા. એ પણ ખરી વાત છે કે કમીટીના ૨૦૦ સભાસદોમાંના તેઓ એક છે.

અત્રે કોર્ટે આરોપીને પુછ્યું કે તમારે સાક્ષીને પુછવું હોય તો પુછો, પરંતુ કોઇએ પણ ઉલટપાલટ તપાસ કરવાની ઇચ્છા દર્શાવી નહોતી.

મૌલાના મહમદઅલીએ સાક્ષીને પુછ્યું કે તમારી તબીઅત તો સારી છે ને? જેનો સાહેબે હસીને જવાબ આપ્યો કે તે સારી માફક છે.

## સાહેદ મહમદ આહમદની જુબાની.

સાહેદ મહમદ આહમદ તે મુંબઇના રહેવાસી ઉપર વરસ ૩૫ મુસલમાન શેખ ધંધો છાપવાનો સરકારી ધારાશાસ્ત્રીના સવાલોના જવાબમાં નીચે મુજબ જુબાની આપી હતી.

સં.—(એકઝીબીટ ૪૩ અ બ બતાવતાં) તમને આ કાગળો છાપવા માટે મળ્યાં હતાં.

જ.—હા.

સ.—તમને તે છાપવા માટે ક્યારે મળ્યાં.

જ.—તારીખ કાગળના પહેલા પાને લખેલી હોવી જોઇએ (અત્રે સાક્ષીએ તા. ૧૪મી ફેબ્રુઆરી બતાવતાં કહ્યું કે તે ઉપર અબ્દુલ ગનીએ સહી કરેલી અને તેણે મને તેની ઓફીસે બોલાવેલો અને તેણે મને મારી રૂબરૂમાં સહી કરી કાગળો છાપવા માટે આપ્યાં હતાં.)

સ.—તમે એ કાગળો છાપ્યાં એવી તમારી પાસે કાંઇ નોંધ છે.

જ.—હા. ૨૦૦૦ નકલ (તેણે ડીલીવરી બુક બતાવી)

મેજીસ્ટ્રેટ—તમે બે હજાર નકલ ક્યારે આપી.

જ.—મારી ડીલીવરી બુક પરથી જણાય છે કે તા. ૨૧ મી જુલાઇએ (બુક એકઝીબીટ તરીકે પ્રાઇલ કરવામાં આવી.)

સ.—ડીલીવરી કોને આપી.

જ.—ભાઇ અબ્દુલ ગનીને.

પ. પ્રો.—(ડીલીવરી બુક પરની સહી બતાવી અને પુછ્યું) આ સહી કોની છે.

જ.—હું અંગ્રેજી જાણતો નથી.

ઉરદુ ઈન્સ્પેકટર નબીબકસે સહી જોઇને કહ્યું કે તે અબ્દુલ ગનિની સહી છે.

સ.—આ સીવાય તમારી પાસે એવો કોઇ દાખલો બતાવવાને છે કે તમે આ નકલો ક્યારે છાપી.

જ.—ના.

મેજીસ્ટ્રેટ (પ્ર. પ્રો. ને) કમીશ્નરના કલાર્ક મી. ખસરમલને પણ તમારે તપાસવા છે.

પ. પ્રો.— તે શોર્ટહેંડ નોંધ લેવા ગયા છે તેને કાલે તપાસીશું.

મેજીસ્ટ્રેટ—બીજા કોઈ સાક્ષીઓ છે.

જ.—હા. તેઓ અહીં ગઇ કાલે આવી પહોંચવાના હતા પણ હજુ તેઓ આવ્યા નથી.

મેજીસ્ટ્રેટ—ઠીક ત્યારે, જો તેઓ કાલે આવી પહોંચશે તો તો તેઓને હું આવતી કાલે બપોરે ૨–૩૦ વાગે અહીં તપાસીસ અથવા તો સેસન્સમાં તપાસવામાં આવશે,

મૌલાના મહમદઅલીએ આ શબ્દો સામે વાંધો ઉઠાવ્યો અને જણાવ્યું કે કયા કાયદાની રૂએ તેઓની સાક્ષી સેસન્સમાં લેવાશે એમ તમો કહો છો.

મેજીસ્ટ્રેટ—એવી કાંઈ હું ખાત્રી આપતો નથી. પરંતુ મેં ધાર્યું કે કદાચ સેસન્સ કોર્ટને જરૂર પડશે તો તેઓની જુબાની ત્યાં લેવામાં આવશે.

મેજીસ્ટ્રેટ—( મૌ. મહમદઅલીને ) તમને કેટલી નકલો જોઇશે.

મૌ.—મહમદઅલી—બધા સાત આરોપીઓ માટે સાત કોપી

મેજીસ્ટ્રેટ—ઠીક તમારા કાગળોમાંથી કેટલાંક ઓચરીઆં મળ્યાં છે જે સીમલે સરકારી એક્ષપર્ટપર મોકલવામાં આવેલા એવું જોવાને કે અક્ષરો એકજ માણસના છે કે નહીં. હું તમને તેના જવાબની એક નકલ તમારી જાણ માટે આપું છું.

મૌ. મહમદઅલી—હું તમોને એક વાત કહું છું કે કઇ અને કેવી રીતે એ ઓચરીઆંઓ લેવામાં આવેલા. અમારી સામે જડતીનું વારંટ કાઢયા વીના કરાંચીના જીલ્લા મેજીસ્ટ્રેટે કયા કાયદાની રૂએ એ કાગળો મેળવ્યાં તે સમજી શકાતું નથી. બળા-

ઈકારથી કે ચોરીથી. મને પકડયો તેનો અર્થ એ નથી કે મારી મીલકત લુંટાઈ જવી જોઇએ. કયા કાયદાની રૂએ વીઝાગાપટમના જીલ્લા મેજીસ્ટ્રેટે એ કાગળો લીધા. કયા કાયદાની રૂએ કરાંચીના જીલ્લા મેજીસ્ટ્રેટે તે મેળવ્યાં અને કયા કાયદાની રૂએ તે સીમલે મોકલાયા અને આ કોર્ટમાં પહોંચાડવામાં આવ્યાં.

મેજીસ્ટ્રેટ—તમે આ વાંધો સેસન્સમાં લઈ શકશો.

અત્રે કોર્ટ ૧૨–૩૦ મીનીટે ઉઠી હતી.

સાતમો દીવસ.

કરાંચી તા. ૨૨ અકટોબર ૧૯૨૧

આજે કોર્ટ આગલા દીવસની માફકજ જેલમાં ભરવામાં આવેલી હતી.

સાહેદ બસંરમલની જુબાની.

સાહેદ બસરમલ, તે કમીશ્નરની ઓફીસના શોર્ટહેંડ કારકુન ઉમર વરસ ૩૮ નાએ સરકારી ધારાશાસ્ત્રીના સવાલના જવાબમાં નીચે મુજબ જુબાની આપી હતી.

સ.—જુલાઇ માસમાં અહીં મળેલી ઓલઇંડીઆ ખીલાફત પરીષદમાં તમે હાજર હતા.

જ.—હા.

સ.—ત્યાં અંગ્રેજીમાં થએલા ભાષણોની શોર્ટહેંડ નોંધ તમે લીધેલી.

જ.—હા.

સ.—નં. ૬ના આરોપીના ભાષણની નોંધ તમે તા. ૯ મી જુલાઇએ કોનફ્રરન્સમાં લીધેલી.

જ.—હા.

મૌ. મહમદઅલી (કોર્ટની રજા લઈને) પબ્લીક પ્રોસીક્યુટરે કયારે આ સાક્ષીની જુબાની લેવા માટે અરજી કરેલી તે જણાવશો.

મેજીસ્ટ્રેટ—પરમ દીવસે તેણે અરજી કરી હતી.

શ્રી શંકરાચાર્યજી—તેનું નામ તો સાક્ષીના લીસ્ટમાં હતું છતાં અગાઉ કેમ બોલાવવામાં ન આવ્યો.

મૌલાના મહમદઅલી—જ્યારે આરોપીને ઉપલી કોર્ટમાં કમીટ કરવામાં આવ્યા છે ત્યારે આ સાક્ષીની જુબાની કેમ લેવામાં આવે છે. આ સાક્ષી શ્રી શંકરાચાર્યના ભાષણને લગતી જુબાની આપે છે. શું આ બીના નવાઇ જેવી નથી કે એક નામાંકીત હીંદુ ધર્મગુરૂ સામે જીંદગી સુધીના દેશનીકાલની સજા થઇ શકે તેવો આરોપ મુકવામાં આવ્યો છે અને હજી કોઇ પણ સાક્ષીએ એવો એકપણ શબ્દ કહ્યો નથી કે જેથી તેઓ સામે આવો ગંભીર આરોપ મુકી શકાય. તે છતાં તેઓને સેશન્સમાં નોંધવામાં આવ્યા છે. કોર્ટને શું એમ લાગતું નથી કે આ સાક્ષીનું નામ ફરીઆદનામામાં અત્યાર આગમજ આપવામાં આવ્યું હતું, તે છતાં આ એક અસાધારણ રૂઢીએ કામ લેવામાં આવે છે ?

કોરટે તે વીશે પબ્લીક પ્રોસીક્યુટરને ખુલાસો કરવાને જણાવ્યું હતું.

મૌલાના મહમદઅલીએ તેવા કોઈ ખુલાસામાં વિશ્વાસ નહીં મુકવાનું જણાવી પુછ્યું કે જો સરકાર શ્રી શંકરાચાર્યજીને ઉતારી પાડવા માંગતી નથી અને જે કાંઇ તેઓએ કહ્યું છે, તેની નોંધ લેવરાવવા ધારતી નથી, તો પછી સરકાર આવી રીતે ખુલાસો કરી સમજાવી લેવાની આશા કોરટ કેમ રાખે છે ?

મેજીસ્ટ્રેટે મૌલાના મહમદઅલીના સવાલની એક વાંધા દાખલ નોંધ લેવા માંગી હતી, પણ મૌલાનાએ તેવી નોંધ લેવા સામે વાંધો દર્શાવતાં જણાવ્યું કે હું કોરટોના કામકાજમાં ભાગ લેતો નથી. ફક્ત મુકદમો સમજવાની કોશેશ કરી છે અને મેં મારૂં સ્ટેટમેંટ રજુ કરવા સીવાય કાંઈ કર્યું નથી. હું કંઇપણ વાંધો ઉઠાવવા માંગતો નથી. હું જે કાંઇ જાણવા માંગું છું, તે માત્ર એટલુંજ છે કે તોહમતદારોને સેશન્સ કમીટ કરવામાં આવ્યા બાદ આની

અસાધારણ રીતે આ સાક્ષીની જુબાની કેમ લેવામાં આવે છે અને તેનાં કારણો શું છે ?

એ પછી કોરટે નોંધ લીધી હતી કે તોહમતદારો જણાવે છે કે આ સાક્ષીનું નામ અસલ ફરીઆદનામામાં દર્શાવવામાં આવ્યું છે, પણ જયાં સુધી મુકદમો સેશન્સમાં નોંધવામાં આવ્યો, ત્યાં સુધી તેની તપાસ લેવામાં આવી નહીં હતી અને હમણાંના તબકકાએ તેને લાવવામાં આવ્યો છે તે માટે ખુલાસો કરવાની જરૂર છે. પબ્લીક પ્રોસીકયુટર જણાવે છે કે આ છઠ્ઠા તોહમતદારે જણાવ્યું છે કે લશ્કરને લગતા ઠરાવ ઉપર તેઓ બોલ્યા નથી. તેટલા વાસ્તે સેશન્સ કોર્ટની શાહબરી અર્થે આ તોહમતદાર તરફથી ઠરાવ ઉપર કરવામાં આવેલું ભાષણ અને રજુ કરવામાં આવ્યું છે કે જેથી તોહોમતદાર તેના સંબંધમાં કંઇભી દલીલ રજુ કરી શકે અને કોર્ટ પણ આખાં ભાષણની અસર ઉપર પોતાનો ચુકાદો આપી શકે.

એ પછી તપાસ પાછી શરૂ કરવામાં આવી હતી.

સ.—એ ભાષણ ૬ ઠા ઠરાવપરનું હતું.

જ.—હા.

સ.—તમારી પાસે નોંધ છે.

જ.—હા. (તેણે શોર્ટહેંડની નોંધની ચોપડી સ્વાધીન કરી એકઝીબીટ એ. ૫)

સ —તમે એ શોર્ટહેંડમાંથી ચાલુ અક્ષરમાં અંગ્રેજીમાં લખ્યું.

જ.—હં.

સ.—તે રજુ કરો (સાક્ષીએ તે રજુ કરી એકઝીબીટ ૬ અ.)

સ.—તમે જે નોંધ કરી છે તેજ પ્રમાણે નં. ૬ ના આરોપી ખરેખર બોલ્યા હતા.

જ.—હા.

અત્રે શ્રી શંકરાચાર્યે શોર્ટહેંડ નોંધ જોવા માંગી. મેજીસ્ટ્રેટ સમજયા કે તે ચાલુ અંગ્રેજી નોંધ જોવા માંગે છે તેથી તેમણે

કહ્યું કે પછી તમને એક નકલ આપવામાં આવશે; પરંતુ શંકરાચાર્યે ફરીથી કહ્યું એટલે તેમને તરજુમાની નકલ સાથે બુકલેટ આપવામાં આવી હતી પણ થોડા સમય બાદ ચોપડી તેની પાસેથી લઈ લેવામાં આવી અને કહેવામાં આવ્યું કે સાક્ષી (બસરમલ) તેમને શોર્ટહેંડની અસલ નોંધ સહી કરીને થોડાજ સમયમાં આપશે.

## ડબલ્યુ શંકરની જુબાની.

સાહેદ ડબલ્યુ શંકર ઉમ્મર વરસ ૨૫ ક્રીશ્ચીઅન પ્રોટેસ્ટંટ જેલર વોલટર સેન્ટ્રલ જેલનાએ સરકારી ધારાશાસ્ત્રીના સવાલના જવાબમાં જુબાની આપતાં નીચે મુજબ જણાવ્યું હતું.

સ.—નં. ૧ ના આરોપી મહમદઅલીને તમારી તુરંગમાં લાવવામાં આવ્યા હતા.

જ.—હા.

સ.—કઇ તારીખે

જ.—તા. ૧૪ મી સપટેંબરે.

સ.—કેટલા વાગે.

જ.—૨-૪૦ મીનીટે બપોરે.

સ.—તેને કોણ લાવ્યું હતું.

જ.—છુપી પોલીસના ડેપ્યુટી ઇન્સ્પેક્ટર જનરલ રેહવે સીપાઇ.

સ.—કેવી રીતે આવ્યા.

જ.—તે મોટરકારમાં આવ્યા.

સ.—તેનો સામાન તેની સાથે હતો.

જ.—તે પાછળથી લાવવામાં આવ્યો.

સ.—સામાન કેવી રીતે આવ્યો.

જ.—ઇન્સ્પેક્ટર અબદુલ કરીમ અને તેનો નોકર મોટરકારમાં લાવ્યા.

સ.—સામાનના સંબંધમાં ઇન્સ્પેક્ટરે તમને કંઇ સુચના આપી હતી.

જ.—હા. ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટના તરફથી જડતી લેવાનો હુકમ મળે; ત્યાંસુધી સામાનને સહીસલામત રાખવા કહેલું.

સ.—સામાન સંબંધી કાંઇપણ કહેલું.

જ.—કેટલાક રાજદ્વારી કાગળો સામાનમાં હશે એમ તેણે ધારેલું.

સ.—તમે સામાન સાચવીને રાખ્યો.

જ.— હા. મેં તેને મારી ઓફીસમાં તાળાં ચાવીમાં મુકયો.

સ.—બીજો કોઈ હુકમ ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ તરફથી ઇન્સ્પેકટર લાવ્યો હતો.

જ.—હા. બીજે દીવસે તે સુપ્રીનટેન્ડંટના સરનામાનો કાગળ લઇ પાછો આવ્યો હતો.

સ.—શા માટે.

જ.—સામાનની જડતિ લેવા માટે.

સ.—તમે હુકમ વાંચ્યો.

જ.—ના.

મેજીસ્ટ્રેટ—ત્યારે તમો નહીં કહી શકશો કે તેમાં શું હતું.

સ.—જેલના સુપ્રીન્ટેન્ડન્ટે કાંઇ કહયું હતું.

જ.—હા. તેણે કહયું કે કીટની (સામાનની) જડતી લઇ દરેક કાગળો કબજે કરવા.

સ.—પછી તમે શું કર્યું.

જ.—મેં મહમદઅલીને બોલાવ્યા અને તેની હાજરીમાં તેની ટ્રંક ખોલી.

સ.—તમને કાંઇ કાગળો મળ્યાં.

જ.—મને ઢગલાબંધ કાગળો મળ્યાં; જે મેં ટેબલપર મુકયાં.

સ.—પછી તમે શું કર્યું.

જ.—ડેપ્યુટી જેલરે લખેલા લીસ્ટની સાથે મેં મેળવી જોયાં.

સ.—તે બરાબર હતા.

જ.—હા. મેં દરેક કાગળો જોયા અને ડેપ્યુટી જેલરને

કહ્યું કે માત્ર એક ઉરદુ કાગળ ન વંચાયો જે મહમદઅલીએ પોતે વાંચ્યો હતો અને તેમાં શું હતું તે કહ્યું હતું.

સ.—ઉરદુ એક કાગળ હતો કે વધારે.

જ.—એક કરતાં વધારે.

સ.—પેપરમાં કેટલા મુદ્દાના હતા.

જ.—બધા મળીને પચાસ.

સ.—મહમદઅલીએ તેની ઉપર સહી કરી.

જ.—હા. તેણે મારી હાજરીમાં સહી કરી.

પ. પ્રો—(કોર્ટને) એકઝીબીટ ૭૪નાં ઓચરીઆં બતાવો.

મહમદઅલી (કોર્ટને) આ બધા અસલ કાગળો છે કે.

મેજીસ્ટ્રેટ—હા.

મો. મહમદઅલી—તે અહીં કેવી રીતે આવ્યા.

મેજીસ્ટ્રેટ—મેં સેસન્સ કોર્ટમાંથી આ શાક્ષીને બતાવવા માટે પાછાં મેળવ્યાં છે.

સ.—(સાક્ષીને) પછી તમે કાગળનું શું કર્યું.

જ.—મેં મારી ત્રીજોરીમાં લીસ્ટની સાથે મુકયાં.

સ.—પછી કાગળો લઇ જવામાં આવ્યા.

જ,—તા૰ ૧૭મી સપટેંબરે પાછા લઇ જવામાં આવ્યા.

સ.—તે સહવારે શું થયું.

જ.—જીલ્લા મેજીસ્ટ્રેટ જેલમાં આવ્યા અને કાગળો તેમને સ્વાધિન કર્યા.

સ.—મહમદઅલીને ત્યાં બોલાવવામાં આવ્યા હતા.

જ.—હા, તેને બોલાવવામાં આવ્યા હતા.

સ.—જીલ્લા મેજીસ્ટ્રેટે મહમદઅલીને કાગળો સંબંધી કાંઇ પુછયું હતું.

જ.—હા. કાગળો તેના છે કે નહીં તે સંબંધમાં જીલ્લા મેજીસ્ટ્રેટે પુછયું અને તેણે હા કહી ત્યાર પછી કાગળો ન્યુસ-પેપરમાં લપેટી બંડલ બાંધવામાં આવ્યું.

અને મેજીસ્ટ્રેટે સાક્ષીની જુબાનીની સચ્ચાઇ વીશે શક બતાવ્યો એટલે મૌલાના મહમદઅલીએ કહ્યું કે અબ્દુલ કરીમની જુબાની પણ માનવાલાયક નથી એમ મને લાગે છે. તેણે મારો સામાન રેલ્વેમાં તપાસ્યો હતો એમ કહેવામાં નરદમ જુઠાણું વાપર્યું છે. વીઝાગાપટ્ટમના જીલ્લા મેજીસ્ટ્રેટે મને કાંઇપણ પુછયું નહોતું જે જુઠાણામાંથી મુકરદમાને કોઇપણ જાતનો ફાયદો નથી તેવું તેણે બોલવાની શી જરૂર હતી તે હું સમજી શકતો નથી.

સ.—પછી શું થયું.

જ.—જીલ્લા મેજીસ્ટ્રેટે મહમદઅલીને કહ્યું કે કાગળો કબજે કરવામાં આવ્યા છે. મહમદઅલિએ કહ્યું કે મારે કેટલાંક કાગળો મારી ધર્મ પત્નીને મોકલવા છે.

સ.—કાગળોનું પછી શું કર્યું.

જ.—ન્યુસપેપરમાં વીંટાળી જીલ્લા મેજીસ્ટ્રેટની હાજરીમાં સીલ કરવા આપ્યાં (સાક્ષીને એકઝીબીટ ૭૦ સીલ કરેલા કાગળો બતાવી પુછયું કે તે કાગળો આજ છે કે સાક્ષીએ કહ્યું કે હા તેજ એ કાગળ ને કવર જણાય છે.)

સ.—પછી તે કાગળોનું શું કર્યું.

જ.—તે કાગળો છુપી પોલીસના ઇન્સ્પેકટર કે જેણે મૌલાના મહમદઅલીને પકડયા હતા તેને સ્વાધીન કરી તેની પાસેથી પહોંચ લીધી.

અને મૌલાના મહમદઅલીએ પોતાના સરસામાનમાંથી ગેર કાયદેસર રીતે કાગળીયાંઓ જપ્ત કરવાના સવાલ બાબે સ્ટેટમેન્ટ રજુ કર્યું હતું. તેમણે જણાવ્યું કે અમોએ અસહકારીઓ તરીકે ફરીઆદ પક્ષના કોઇપણ સાક્ષીની ઉલટપાલટ તપાસ લીધી નથી અને કોર્ટનાં કામકાજમાં પણ કંઇબી ભાગ લીધો નથી. સીવાય કે અમારી સામે જે જુબાની રજુ કરવામાં આવે તે સમજવાની અને અમારી સ્થીતી ખુલ્લી કરવાની કોશેશ કીધી છે. હું જે ખુલાસો માંગું છું તે એ છે કે મારી અરજ ઉપરથી મારો

કપડાંનો દાબડો અને બીછાનું જેલમાં મને મોકલવામાં આવ્યું હતું. કોઇ પણ પોલીસ અમલદાર અથવા તે મેજીસ્ટ્રેટ તરફથી મારી હાજરીમાં કોઇપણ વખતે કોઇબી કલમની રૂએ તેની કદી ઝડતી લેવામાં આવી નહીં હતી. વળી મને જણાવવામાં આવેલા કોઈપણ કાયદાની રૂએ પકડવામાં આવ્યા નહી હતા. મેં જયારે જેલર મી. શંકરલાલને પુછયું, ત્યારે તેમણે જયાં સુધી હું યાદ કરી શકું છું, ત્યાં સુધી મને કહ્યું કે મારાં કપડાં અને બીછાનું જેલમાં મોકલવામાં આવ્યા છે, અને બીછાનું મારી કોટડીમાં મોકલી આપવામાં આવ્યું અને કપડાંનો દાબડો જેલરની ઓફીસમાં રાખવામાં આવ્યો, કારણકે મારી કોટડીમાં પુરતી જગ્યા નહી હતી. જેલરે પણ મને કહ્યું હતું કે માજીસ્ટ્રેટે હુકમ કીધો છે કે એ દાબડામાંના સઘળા કાગળીયાંઓની ટીપ તૈયાર કરવી. બીજે દીવસે મને કરાંચી ખાતે મોકલવામાં આવનાર હતો. ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટે કરાંચીના ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ ઉપર કાગળીયાં મોકલવા માંગ્યા. મેં જેલરને તેજ દીવસે ટીપ તૈયાર કરવાને કહ્યું; કારણકે તેમાં ઘણા અગત્યના કાગળીયાંઓ હતા. મેં તે કાગળીયાં મારી ધણીયાણીને સપુરદ કરવા માંગ્યા, કારણકે ખીલાફત રસીદોનાં વેચાણ તથા બીજા હીસાબોને લગતા તે કાગળીયાંઓ હતાં. જયારે ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટે આ કાગળીયાંઓ કરાંચીના ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ ઉપર મોકલવાનું કહ્યું ત્યારે મેં તેમને પુછયું કે કયા કાયદાની રૂએ તેઓ તરફથી મારી મીલકતનો ઉપયોગ મને કરવાની ના પાડવામાં આવે છે? તેઓ કંઈ પણ કાયદો ટાંકી દેખાડી શકયા નહીં. આ કોર્ટમાં ત્રણ કારણોનો ખુલાસો હું જાણવા માંગું છું. પ્રથમ તો એ કે કયા કાયદાની રૂએ મારી મીલકત લુંટી લેવામાં આવી છે? બીજું એ કે મારી ધણીયાણીને હીસાબનાં કાગળ્યાંઓ અને ખીલાફત રસીદો મેં આપવા માંગી હતી. ત્રીજું એ કે મેં અગાઉ કોર્ટને જણાવ્યું છે, તેમ ગોકક કોનફરન્સના ઠરાવોના મારા હાથના અસલ

ખરડા તે કાગળીયાંઓમાં છે. આ કાગળીયાંઓ પાછા મેળવવાનો હું હક ધરાવું છું અને તે એ મને પાછા આપવામાં આવશે નહીં તો હું માનીશ કે એ ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટો લુટ ચલાવવા માટે તકસીરવાર છે.

અને પબ્લીક પ્રોસીક્યુટરે મૌલાના શૌકતઅલીનાં ભાષણની નકલો તોહમતદારોને આપી હતી, જે તેમણે આ મુકદમામાં એક્ઝીબીટ દાખલ રજુ કરવા માંગી હતી, પણ તેઓ તેમ કરી શક્યા નહીં; કારણકે મુકદમાના એક સાક્ષી આસામની છુપી પોલીસના ઇન્સ્પેક્ટર સુંદરનાથ વખતસર આવી શક્યા નહીં.

મૌલાના મહમદઅલીએ જાણવા માંગ્યું કે આ ભાષણની નકલો શા માટે અમોને આપવામાં આવી છે?

પબ્લીક પ્રોસીક્યુટરે ટીકા કીધી કે "ફક્ત વીવેકને ખાતર હું તેમ કરું છું." એક નકલ કોર્ટને પણ પબલીક પ્રોસીક્યુટરે આપી હતી.

મૌલાના મહમદઅલી–પબલીક પ્રોસીક્યુટરને કેદીઓ તરફ વિવેકથી વર્તવા માટે માન ઘટે છે, પણ કોર્ટ તેવું કાંઇ માંગતી નથી.

મૌલાના શૌકતઅલિએ ટીકા કીધી કે જો અમારા ભાષણોની નકલો અમોને વીવેકને ખાતર પુરી પાડવામાં આવે છે, તો અમો પબ્લીક પ્રોસીક્યુટર તથા સરકારનો આભાર માનીએ છીએ.

મૌલાના મહમદઅલીએ ઉભા થઇ સ્ટેટમેંટ રજુ કર્યું કે આ કોર્ટનું કામકાજ ખલાસ થયેલું હોવાથી ફક્ત અંગત ખુલાસા તરીકે મારી પોતાની તેમજ મારા ગોઠીયાઓ તરફથી હું જાણવા માગું છું કે અમોએ તમોને કંઇપણ ખરાબ લગાડવા કદી ઇચ્છયુંજ નથી. આ કોર્ટમાં ઘણી ફરીઆદો કરવાને અમોને કારણ હતું પણ તમોને પોતાને તે માટે કાંઈપણ અંગત અપમાન કરવાનિ ધારણા રાખી નથી. એક ભાઇબંધ હીંદી તરીકે અમો ખરી રીતે તમારા આભારી થયા છીએ તે છતાં આાધિકાર

તરીકે તમોને કંઈ ખરાબ લાગ્યું હોય તો પણ હું આશા રાખું છું કે એક હીંદી તરીકે તમો મનમાં કંઇબી ખરાબ લગાડશો નહીં

ડો૦ કીચલુ—તેજ પ્રમાણે મી. પબ્લીક પ્રોસીક્યુટર તમારે પોતાને માટે સમજવાનું છે.

પબ્લીક પ્રોસીક્યુટરે નમન કરી આભાર માન્યો હતો.

મી. તલાટી મેજીસ્ટ્રેટે લાગણીભર્યો જવાબ આપતાં જણાવ્યું કે મને કંઈ પણ ખરાબ લાગ્યું નથી. તમોએ જે આ માયાળુ અને વીવેકભર્યાં સખુનો ઉચ્ચાર્યાં છે, તે માટે હું તમારો ઘણોજ ઉપકાર માનું છું.

અને તપાસ ખતમ થઈ હતી.

---

# મુકદમામાં દાખલ કરાયેલા એકઝીબીટો.

## સબજેકટ કમીટીની જાહેરાત.

(એકઝીબીટ ૪૬) કરાંચીમાં તા. ૮ મી જુલાઈ ૧૯૨૧ ને દીવસે મળેલી ઓલ ઇંડીઆ ખીલાફત કોનફરન્સમાં મૌલાના મહમદઅલીએ પ્રમુખ તરીકેના આપેલા ભાષણમાંનો ઉતારો.

"હમણાં સબજેકટ કમીટી ચુંટાશે તે ઠરાવોના કેટલાક ખરડાઓ તૈયાર કરશે જે તમો સમક્ષ આવતી કાલે અને પરમ દીવસે રજુ કરવામાં આવશે. ખીલાફત પરીષદના સભાસદો જે સેંટ્રલ ખીલાફત કમીટીના સભાસદો છે તે બધા અને દરેક પ્રાંતની કમીટી નીચેના સ્થળોના પાંચ-પાંચ મેંબરો ચુંટી કાઢશે.

એ પ્રાંતો ફ્રન્ટીઅર(સરહદપરના પ્રાંતો) પંજાબ, આગરા, આઉધ, અજમેર-મેરવાર, બીહાર, ઓરીસા, બંગાળ, આસામ, સેન્ટ્રલ દીલ્હી, પ્રોવીન્સીસ, વરાડ, બરમા અને મદ્રાસ-બેંગલોર અને આંધ્ર એ પ્રાંતો પોતાના પાંચ-પાંચ મેંબર અને સીંધ-મુબઇ દસ ચુંટશે."

## ખીલાફત કોનફરન્સનો ઠરાવ.

(એકઝીબીટ ૪૭) કરાંચીમાં ઓલ ઇંડીઆ ખીલાફત કોનફરન્સમાં ૬ ઠો ઠરાવ મૌલાના મહમદઅલીએ જયારે મુકેલો ત્યારે નીચે પ્રમાણે ટીકા કરેલી.

આવા કટોકટીના વખતે એક ઘણોજ અગત્યનો ઠરાવ રજુ કરાયો છે જે તમારે આ કોનફરન્સનું સત્વ સમજવાનું છે. ઠરાવ નીચે પ્રમાણે છે.

પ્રમુખે નીચે પ્રમાણેનો ઠરાવ વાંચ્યો.

"ઓલ ઇંડીઆ ખીલાફત કોનફરન્સની આ સભા ગાઝી મુસ્તફા કમાલપાસા અને અંગોરા સરકારને ઇસ્લામના કાયદા સાચવવાને કુરબાની ભરેલા પ્રયત્નો કરવા માટે તેમજ તેમાં મળેલી ફતેહ માટે અભીનંદન આપે છે અને અલ્લાહને પ્રાર્થના

કરે છે કે તે ટર્કીશ રાજ્યના ખુણે ખુણામાંથી પરદેશી રાજ્યના લશ્કરને હાંકી કાઢવામાં તેઓ જલદી ફતેહ પામે. વળી આ કટોકટીના સમયે આ સરકારના લશ્કરમાં રહેવું અગરતો બીજાને રહેવા માટે કહેવું અગરતો દાખલ થવું તે દરેક મુસલમાનને ધર્મ પ્રમાણે ગેરકાયદે છે, અને દરેક મુસલમાનની અને ખાસ કરીને ઓલમાઓની ફરજ છે કે આ ધાર્મીક ફરમાન દરેક મુસલમાનને પહોંચાડવું; વધારામાં જો આ બ્રીટીશ સરકાર કાંઈ પણ સીધી અથવા આડકત્રી રીતે ખુલી અથવા છુપી રીતે અંગોરા સરકાર સામે લડાયક પગલાં લે તો હીંદના મુસલમાનોને કાયદાના સવિનય ભંગ કરવાની ફરજ પડશે; એટલે કે કોંગ્રેસની અનુમતીથી કાયદાનો અનાદર કરવામાં આવશે અને અમદાવાદમાં મળનારી કોંગ્રેસની કમીટી હીંદુસ્થાનની સંપૂર્ણ સ્વતંત્રતા જાહેર કરી હીંદમાં એક પ્રજાકીય રાજ્યની સ્થાપના જાહેર કરશે."

આ ઠરાવ મૌલાના હુસેન આહમદ રજુ કરશે.

**મૌલાના હુસેન આહમદે ઠરાવ રજુ કરતાં નીચે મુજબ ભાષણ કર્યું હતું.**

(એકઝીબીટ ૪૮) "સદ્‌ગૃહસ્થો મને આ ઠરાવ રજુ કરવાનું ફરમાન થયું છે અને એની સાથે હું આપની આગળ પવિત્ર કુરાનના ફરમાનો અને હઝરત પયગંબરની હદીસો રજુ કરવા ઇચ્છું છું. તે રજુ કરતાં પહેલાં આખી દુનીઆના મુસલમાનો વચ્ચે કુરાનને આધારે કેવો સંબંધ હોવો જોઇએ તેનો વિચાર કરવાની હું જરૂર જોઉં છું. (કેટલાક અરેબીક પ્રમાણ આપીને) કુરાનમાં કહ્યું છે કે મુસલમાનોમાં એવો કોઇ પણ જાતનો ભેદ ન હોવો જોઇએ કે જેથી એક મુસલમાન, પછી તે ગમે ત્યાં રહેતો હોય, ગમે તે વર્ણનો હોય, ગમે તે વંશનો હોય, પશ્ચીમનો હોય કે પૂર્વનો હોય, ગોરો હોય કે કાળો હોય, ગમે તે ભાષા બોલતો હોય તોપણ બીજા મુસલમાન તેની મીલકતને અથવા તેની આબરૂને જોખમમાં નંખાવા ન દઇ શકે.

ફકરામાં જે બેત મેં કહી છે તે એમ કહે છે કે દરેક મુસલમાનોએ બે ભાઇઓની વચ્ચે જેવો સંબંધ છે તેવી રીતે એકબીજાની પડખે રહેવું જોઇએ. બેતમાં આ દ્રષ્ટાંત આપવાની શી જરૂર છે? શું તે કાંઈ માત્ર પ્રરમાન છે. જેઓએ અરબી ભાષાનો અભ્યાસ કર્યો હશે અને જેઓ અરબસ્તાનના રીતરીવાજ જાણતા હશે તેમને ખબરજ હશે કે અરબસ્તાનમાં ભાઇઓના સગપણમાં એક એવો ઘાડો સંબંધ રહેલો છે કે જે બીજા સગપણોમાં નથી હોતો. અને આથીજ એક કવીએ કહ્યું છે કે દરેક માણસે પોતાના ભાઇની સાથે ઘાઢ સંબંધ રાખવો કારણકે જે માણસને ભાઇ નથી તે હથીઆર વગર રણક્ષેત્રમાં જનારા જેવો છે. આનો અર્થ એમ છે કે પવિત્ર કુરાને દુનીઆના મુસલમાનો વચ્ચે પરસ્પર સાહ્ય કરવાના, હીત ઇચ્છવાના અને સંભાળ રાખવાના ઉદ્દેશથી એક પ્રકારનો ભ્રાતૃભાવ સ્થાપ્યો છે, અને એક માબાપના સંતાનોના જેવી જ આંતરીક લાગણી ઉપન્ન કરી છે, એ પ્રમાણે પવિત્ર કુરાનમાં અને હદીસોમાં મુસલમાનોની ફરજ ઉપર ભ્રાતૃભાવની લાગણી મજબુત કરવાને માટે ઘણાં પ્રમાણો આપેલાં છે તે જોતાં આજના સંજોગોમાં દુનીઆના મુસલમાનોએ શું પગલાં લેવાં તેનો વિચાર કરવા માટે આપણું ધ્યાન દોરવવું એ અગત્યનું છે. એ બાબદમાં વિચાર કરતાં પણ આપણે કુરાનનો આધાર લેવો પડે છે. કુરાનમાં કહ્યું છે કે ઓ મુસલમાનો જે લોકો તમારી સાથે યુદ્ધ કરે, તમારા દેશ ઉપર મોટાં લશ્કરોથી ચઢાઇ કરે, જે લોકો તમારી આબરૂને હીણપત લગાડે, જે લોકો તમારા મોહ્લાને, દેશને, મીલકતને અને સ્વતંત્રતાને તોડવા ઈચ્છે અને જે લોકો તમારા ધર્મને પૃથ્વીની સપાટીપરથી ભુંસી નાંખવા ઇચ્છે તેમની સામે તમારે ઉઠવું જોઇએ, અને યુદ્ધ કરવું જોઇએ. આ પ્રમાણે ઇસ્લામી કાયદામાં ફરમાન કરવામાં આવ્યું છે અને જો ઇસ્લામના વિરોધીઓ ઇસ્લામના ધારમીક શહેરો ઉપર ચઢાઇ કરે તો એકએક મુસલમાને તેની સામે થવુંજ જોઇએ એવું ખાસ કહ્યું છે.

એ પછી મૌલાનાએ બીજાં અનેક પ્રમાણો આપીને કહ્યું કે "આ બધા ઉપરથી તમને આપોઆપ સમજાશે કે જ્યારે મીત્ર રાજ્યો અને યુરોપનાં બીજાં રાજ્યો ઇસ્લામી રાજ્યનો નાશ કરવાને તથા ઇસ્લામી રાજ્યને તેમજ ધર્મને નુકસાન પહોંચે એવાં કાર્ય કરવાને તૈયાર થઇ રહ્યાં છે તે વખતે તમારે શું કરવું જોઇએ. ધારમીક ફરમાન પ્રમાણે દરેક મુસલમાનોએ ભેગા મળીને તેમની સામે થવું એ એક ફરજ છે. અને જો આવા સંજોગમાં મુસલમાન ભાઇઓ આ રસ્તે સુસ્તી બતાવશે તો તેઓ મોટા પાપી બનશે; કારણકે કોઇપણ ધારમીક ફરજમાંથી ચુકવું એ એક પાપ છે. બીજાં કેટલાંક પ્રમાણો ટાંકીને મૌલાનાએ કહ્યું કે આ સંજોગોના સંબંધમાં હઝરત પયગંબર કહે છે કે જે લોકો મુસલમાનોની સાથે લડે તેઓ મુસલમાન નથી. જેઓ લશ્કરમાં જોડાઇને મીત્ર રાજ્યોને અને ઇસ્લામના વિરોધીઓને મદદ કરે છે તેમણે વિચાર કરવો જોઇએ કે એમ કરવાથી પોતાનું મુસલમાનપણું ટકી રહે છે કે નહીં. જે જે બનાવો બની ગયા છે તેનું વીગતવાર વર્ણન હું આપવા ઇચ્છતો નથી; પરંતુ એક આસ્ટ્રેલીઅન મુસલમાને મારી આગળ અત્યંત વિશ્વાસથી એક બનાવ વર્ણવ્યો હતો તે તમો સમક્ષ રજુ કરૂં છું. તે મુસલમાને એ બનાવની વાત ડારડેનલ્સમાં હાજર રહેલા એક આસ્ટ્રેલીઅન ખ્રીસ્તી પાસેથી સાંભળી હતી તે વાત આ પ્રમાણે છે. આરમીસ્ટીસ થયા પછી જ્યારે ઓસ્ટ્રેલીઅન લશ્કર ઓસ્ટ્રેલીઆમાં પાછું આવ્યું ત્યારે આ મુસલમાન ત્યાંજ હતો. તેઓ (સોલ્જરો) એક હોટેલમાં ભેગા થયા અને એકબીજા સાથે વાતો કરવા લાગ્યા. તેઓ એક એવા બનાવની પણ વાત કરતા હતા કે જે જાણીને લડાઇમાં હીંદીઓએ શું ભાગ ભજવ્યો છે અને તેના બદલામાં તેમને કેવો સારો બદલો મળ્યો છે તે પણ સમજાશે. તે ઓસ્ટ્રેલીઅન ખ્રીસ્તીએ જણાવ્યું કે કેટલાક હીંદી સીપાહીની સાથે તે પોતે ટ્રેન્ચીઝ (ખાઇઓ) માં હાજર હતો. તે હીંદીઆમાં

બે મુસલમાન હતા; જેઓ અમુક એક બાબદને માટે માંહોમાંહે લડતા હતા. તેમનો એ ટંટો બે–ત્રણ દીવસ ચાલ્યો. પોતે (ઓસ્ટ્રેલીઅન ખ્રીસ્તી) તેમની લડાઈનું કારણ સમજી શકતો નહતો; છતાં એવું અનુમાન કરી શક્યો હતો કે તે બેમાંનો એક પોતાનાં હથીઆર નાંખી દઇને ટુરકી લોકોની બાજુમાં ભળી જવાનું ઇચ્છતો હતો. જ્યારે તેનો સાથી તેને તેમ નહીં કરવા સમજાવતો હતો. એ ટંટો બેએક દિવસ ચાલ્યા પછી આખરે પેલાએ પોતાના હથીઆર નાંખી દીધા અને ટરકીશ ખાઇઓ તરફ દોડવા માંડયું. તે થોડા પગલાં ભાગ્યેજ પહોંચ્યો હશે એટલામાં તેના સાથીએ કોલાહલ કરી મુક્યો અને બીજા સોલજરોને ખબર આપી દીધી કે પોતાનો સાથી ટુરકી લોકોની બાજુપર ચાલ્યો જાય છે માટે તેને ગોળીથી વીંધી નાંખવો જોઇએ. તે પ્રમાણે તેને વીંધી નાંખવામાં આવ્યો. જયારે તેને ગોળી વાગી ત્યારે તે અડધે પહોંચ્યો હતો.

હવે શું બન્યું તે સાંભળો. તે ઓસ્ટ્રેલીઅને કહ્યું કે મધ્ય જગ્યાપર જયાં પેલો પડેલો હતો ત્યાં કોઇ જઇ શકે એમ નહોતું કારણકે જો અમારા તરફનું કોઈ માણસ જાય તો તેને તુરકો વીંધી નાંખે એમ હતું અને જો ટરકીસોનો કોઇ ત્યાં જાય તો તેને હમારા માણસો વીંધી નાંખે એમ હતું. એ વખતે ત્યાં તાપ એટલો બધો પડતો હતો કે જો એકાદ મુડદું ત્યાં થોડા કલાક પણ ખુલ્લું પડી રહેતું તો તે કાળું પડી જતું અને ઘણીજ ખરાબ વાસ છુટતી; આમ છતાં પણ એવું બન્યું કે રાત્રે એ મુડદાંની પાસે એક મીણબત્તી બળતી જોવામાં આવી. અમારા માણસોએ સર્ચ લાઈટ નાંખીને તપાસ કરી કે કોઇ માણસ દીવો લઇને એ મુડદાં પાસે ગયો હતો કે નહીં; પરંતુ કોઈ ગયું નહોતું. યુદ્ધમાં સર્ચ લાઇટ એવી રીતે નાંખવામાં આવે છે કે કોઈપણ વસ્તુ અંધકારમાં રહેતી નથી; અને ઘણુંખરું તો આ સર્ચ લાઇટ આખી રાત બાળવામાં આવે છે. એમ કહેવાય છે કે એ મુડદું ત્યાં

આગળ બે ત્રણ દીવસ સુધી પડી રહ્યું અને દરેક રાત્રે તેની બાજુમાં એક મીણબત્તી બળતી દેખાઇ હતી.

આ કાંઇ નવો બનાવ નથી. જેઓએ બુખારીની શરીફ વાંચી હશે તેઓ કદાચ જાણતા હશે કે હઝરત પયગંબરના કેટલાક સાથીઓ જેઓ શહીદ બન્યા હતા, તેમને વિષે પણ આવીજ વાત બની હતી. અને તેમના શબ પાસે પણ કેટલોક વખત સુધી દીવો બળતો રહ્યો હતો. એમ કહેવાય છે કે બે ત્રણ દીવસ પછી જ્યારે પોતપોતાના મુડદાઓ ઠેકાણે પાડવાની રજા મળી ત્યારે એ મુડદાંને ત્યાંથી ખસેડવામાં આવ્યું તે વખતે માલમ પડયું કે એની મુખાકૃતીમાં જરા પણ ફેર પડયો નહોતો. તેમજ જાણે તે માત્ર થોડા વખત ઉપરજ ગુજરી ગયો હોય તે પ્રમાણે તેના શરીરમાંથી જરાપણ ગંધ નીકળતી નહોતી; પણ એવું કહેવાય છે કે જે માણસે આ પ્રમાણે પોતાના સાથીને મારી નંખાવ્યો હતો તેને ટરકોએ કપાળમાં ગોળી મારીને વીંધી નાંખ્યો તે વખતે તેનું જડબું એવું આગળ નીકળી આવ્યું કે જાણે તે એક ડુક્કર (હોગ) નું મોઢું હોયને એવું દેખાયું. તેનો ચહેરો છેક કાળો મેશ જેવો બની ગયો હતો. વળી જે માણસે પેલાને ગોળી મારી તેનું હાડકું પણ બ્હાર નીકળી આવ્યું હતું ચહેરો કાળો પડી ગયો હતો અને એક ડુક્કરના જેવો દેખાવા લાગ્યો.

આ વૃત્તાંત કોઇ એક મુસલમાને વર્ણવેલું નથી. એ તો એક ખ્રીસ્તીએ વર્ણવેલું છે. તે એમ પણ કહે છે કે તમારા ધર્મની સચ્ચાઇ વીશેના આ કારણો સ્પષ્ટ અને ચોખ્ખાં છે. મેસોપોટેમીઆ અને ડારડેનલ્સના લશ્કરમાં આવાજ બનાવો બનેલા મે સાંભળેલા છે; પરંતુ આ એક બનાવ તમારી આગળ રજુ કરીને એ યાદ કરાવવા ઇચ્છું છું કે જો તમે આ ખ્રીસ્તીઓને—આ કાફરોને—આ અલ્લાહ અને પયગંબરના દુશ્મનોને મદદ કરવાના હો તો તમારે તમારાં નામો ગુલામ સમાજની ઓફીસના રજીસ્ટરમાં નોંધાવવાં જોઇએ. તમે તેના ફંડોમાં નાણાં

આપો, કે બીજાઓને લશ્કરમાં જોડાવા મોકલો. પછી ભલે તમારી મદદ મોટી હોય કે નાની હોય પણ તમારે યાદ રાખવું જોઇએ કે પયગમ્બર શું કહી ગયા છે. "જો તમે અમુક માણસની સંગતમાં માત્ર મઝાહને ખાતર બેસસો તો તમો તેમાંના એક બનશો. પછી ભલે તમારો ઇરાદો તેમને મદદ કરવાનો ન હોય." જો તમે અલાહ અને પયગમ્બરનાં શત્રુઓના પત્રકમાં તમારાં નામ નોંધાવ્યાં તો તમે તેઓની સંખ્યા વધારીજ સમજજો. "અલ્લાહ એકજ છે અને મહમદ તેનો પયગમ્બર છે." એ સુત્ર તમારા હૃદયમાં ગમે તેવું સચોટ ઠસેલું હશે છતાં જો તમે તેમના લશ્કરમાં જોડાશો અથવા કોઇને જોડશો તો તેથી તમે ઇસ્લામના વિરોધીઓને મદદ કરી એ કારણને લીધે તમારી શું સ્થીતી થાય તેનો વિચાર કરવો જોઇએ. કુરાનમાં કહ્યું છે કે જે માણસ મુસલમાનને જાણી જોઇને મારી નાંખે છે, તે હંમેશને માટે નર્કને પામશે. અલ્લાહનો ખોફ તેના ઉપર ઉતરશે અને તેને ખુબ રીબાવવામાં આવશે.

આવા સંજોગોમાં શું જે લશ્કર મુસલમાનની સામે લડવાનું છે તેમાં દાખલ થવું તે કોઇપણ મુસલમાનને માટે યોગ્ય છે?

લશ્કરમાં દાખલ થયા પછી તેઓ તમને મુસલમાનો સામે લડવા મોકલશે તે વખતે શું તમારાથી ના પડાશે ખરી?! ઇજીપ્તમાં અને મેસોપોટેમીઆમાં ઘણા માણસોએ ના કહી હતી તેમને વીંધી નાંખવામાં આવ્યા હતા. જનરલ હસનપાસાએ માલ્ટામાં મને એ વીશે જાતે કહ્યું હતું. જયારે મૌલાના શૌકતઅલી તેમને મળવા ગયા ત્યારે તેમણે હીંદુસ્તાનના વતનીઓને માટે દીલગીરીના ઉદ્દગારો કાઢયા હતા. તેમણે કહ્યું "હીંદુસ્થાનના લોકોની સામે હમને કડવી ફરીઆદ કરવાની છે. હમે હીંદુસ્થાન ઉપર ચઢાઇ કરી નથી. અમે કદી હીંદુસ્થાનના હીંદુઓ કે મુસલમાનોને કોઇ પણ રીતે નુકસાન કર્યું નથી. અમે તેમનું રાજ્ય ખુંચવી લીધું નથી. અને તેમની મીલકત, કીર્તી કે સ્વતંત્રતાનો

નાશ કર્યો નથી. ઉલટું અમે તો તેઓની સાથે સહાનુભુતી અને ધર્મના બંધનથી બંધાયલા હતા.

અમે અને હીંદુસ્થાનના લોકો એક ધર્મના, એક જાતના અને એક ખંડના છીએ. અમારામાં ઘણા કારણે પરસ્પર એકતા હોવી જોઇએ. અમે પુર્વ પ્રદેશને પશ્ચિમના અનિષ્ટોથી મુક્ત કરવા પ્રયત્ન કરતા હતા જેમાં હમારો આશય મુસલમાનોને સ્વતંત્ર કરવાનો હતો. એટલે મુસલમાનોની હમોને મદદ કરવાની ફરજ છે; પરંતુ મદદ તો બાજુએ રહી. તે લોકો તટસ્થ પણ ન રહ્યા અને તેમણે પોતાના લશ્કર હમારી સામે લાવી મુકયાં. હમો હમારે કબજે થએલા કેદીઓને પુછ્યું કે આપણો ધર્મ એક હોવા છતાં તમો શા માટે હમારી સામે તમારી બંદુક તાકો છો ત્યારે તેમણે જવાબમાં કહ્યું કે "જો હમોએ તમારી સામે બંદુક ન તાકી હોત તો હમારાં ગળાં કાપી નાંખવામાં આવત."

આનું કારણ શું ? જો લશ્કરમાં મુસલમાનોને દાખલ કરીને રણક્ષેત્રમાં લઇ જવામાં આવે અને ત્યાં તેઓ પોતાના ભાઇઓ સામે લડવાની ના કહે તો તેમને વીંધી નાંખવામાં આવે છે અને ઘણાને વીંધી નાંખવામાં પણ આવ્યા હતા.

સદગૃહસ્થો, હું તમોને પુછવા માંગું છું કે જયારે તમે ઇસ્લામના વિરોધીઓને કોઇ પણ રીતની મદદ કરતા હો તે વખતે શું તમારા અંતરમાં ધર્મ સાથે મરશો ખરા કે ? શું તમે એમ માનો છો કે રોઝે કયામતને દીવસે પયગંબર તમને મુક્તી અપાવશે ? શું તમે આવતી કાલે અલ્લાહની હાજરીમાં કોઈ પણ જાતની ફતેહ મેળવવા આશા રાખો છો ? આ બાબદને ટુંકાવી લઇને હવે હું તમારૂં ધ્યાન એક ખાસ વિષય ઉપર દોરવા ઇચ્છું છું અને તે પછી હું મારૂં ભાષણ બંધ કરીશ. ( પછી એક અરેબીક કડી સંભળાવીને મૌલાનાએ કહ્યું કે ) જેની રીતે કાફરો એક સાથે ટોળે મળીને તમારી સાથે લડે છે તેવીજ રીતે તમો આખી દુનીઆના મુસલમાનો પછી તે ગમે ત્યાં રહેતા હો,

ચીનમાં, હીંદમાં, મેસોપોટેમીઆ, ઇરાન કે તુર્કસ્તાનમાં તો પણ તમારે ભેગા થઇને લડવું એ તમારી ફરજ છે. જયારે ખ્રીસ્તી ધર્મનો એવો નીયમ છે કે અમેરીકા, ઇંગ્લાંડ, ફ્રાન્સ, ઇટાલી અને બીજા દેશોના ખ્રીસ્તીઓ સંપ કરીને ઇસ્લામની વિરૂદ્ધ ઉઠયા છે ત્યારે હીંદુસ્થાન અને બીજા ભાગના મુસલમાનોએ શું કરવું ?! પવિત્ર કુરાન તમને તમારી ફરજ બજાવવાનું કહે છે અને તે એ છે કે તમારે ભેગા થઇને તેઓની સામે લડવું. ઇસ્લામ ધર્મની ફતેહ મેળવવાને માટે મહેનત કરવામાં જરા પણ બાકી રાખવું નહીં. જો મુસલમાનો બેદરકાર રહ્યા તો અત્યારે તેઓને એવી નીષ્ફળતા મળશે કે જેનાથી કયામતને દીવસે ફતેહ નહીંજ મળે. આથી સામે થવાની પુરી જરૂર છે; પરંતુ કોઇએ એવો ભય ન રાખવો કે તેને પોતાને પોતાના ગજા ઉપરાંત સહન કરવાનું થશે (એક અરબી બેત સંભળાવીને) છતાં દરેક માણસે પોતાની શક્તિ પ્રમાણે સામા થવું જરૂરનું છે. આથી સભ્યતા-પૂર્વક અને શાંતીથી સામે થવાનો એક માર્ગ ગ્રહણ કરવામાં આવ્યો છે જેથી આપણે કાયદાની હદમાં રહી શકીએ. × × પણ આજે એવી સ્થીતી આવી છે અને એવો ભય રહે છે (તેમજ ઇંગ્લાંડના કેટલાક જાહેરનામા ઉપરથી એમ સંભળાય છે) કે યુરોપમાં બાકી રહેલા એકના એક એંગોરા રાજય સામે લડાઇ જાહેર કરવા તે ઉત્સુક છે. આ રાજયમાં કેટલુંક બળ રહેલું છે, ગ્રીકોએ તેના ઉપર ઘણા વખતથી હુમલા કર્યા છે અને તેના ઉપર ગ્રીકોના અત્યાચાર એવા ભયંકર છે કે જે એક જંગલી પ્રજા પણ આવા સંજોગો વચ્ચે કોઇના ઉપર ગુજારવાનું યોગ્ય માને નહીં. ગ્રેટબ્રીટન અને તેના મિત્ર રાજયો એ અત્યાચારો સામે જરા પણ વાંધો ઉઠાવતાં નથી; પરંતુ એથી ઉલટું તે જાતે એંગોરા સરકાર સામે લડાઇ જાહેર કરવા માંગે છે એવો ભય રહે છે. ત્યારે આવા સંજોગોમાં શું મુસલમાનોએ જેમ ચાલતું આવ્યું છે તેમ ચાલવા દેવું એ તેમની ફરજ છે ? નહીંજ.

પરંતુ કુરાનના ફરમાન પ્રમાણે મુસલમાનોએ તેમની સામે અંત સુધી લડવું એજ જરૂરનું છે. પણ જ્યારે તેમનામાં એટલું બળ નથી તેથીજ ઉપલો માર્ગ લેવાનો ઠીક છે. પરંતુ આ બધું શાંતી અને સભ્યતાપૂર્વક કરવાનું છે. શાંતીનો ભંગ કરવાનો નથી. તેમ અત્યાર સુધી પાળતા આવ્યા છીએ તેમ કાયદાને પાળવાનો નથી. સત્યાગ્રહના નિયમ પ્રમાણે (કાયદાના સવિનય ભંગના નીયમ પ્રમાણે) સામે થવાનું છે અને આ લડત શાંતી અને સભ્યતાની સાથે ચલાવવામાં આવશે. વધારામાં એટલુંજ કે કાયદાની હદ તોડવી જોઇએ. હું આ ઠરાવને ટેકો આપું છું અને કહું છું કે મીત્રરાજ્યોને મદદ કરનારા લશ્કરને તેમ કરતાં અટકાવવા એ બધા મુસલમાનોની ફરજ છે અને જો બ્રીટીશ લશ્કર અંગોરા રાજ્ય ઉપર હુમલો કરે તો મુસલમાનોએ બ્રીટીશ સરકારની સામા થવું અને પોતાથી બને એટલું બળ વાપરવું. હું મારૂં ભાષણ સમાપ્ત કરૂં છું.

## ડૉ. સઇફુદીન કીચલુનું ભાષણ.

(એકઝીબીટ ૪૯) ભાઇઓ, મારા ભાઇ પ્રમુખ સાહેબે તમને કહ્યું છે કે, જે ઠરાવ તમો સમક્ષ રજુ કરવામાં આવે છે તે ઘણો અગત્યનો છે. તમારે તેની ઉપર શાંતીથી વિચાર કરવો અને પુરો વિચાર કર્યા પછીજ મત આપવો જોઇએ; કે જેથી મંડપની બહાર નીકળ્યા પછી જ્યારે તમે કોઇ અંગ્રેજ ઓફીસર કે પોલીસ અમલદારને જુઓ ત્યારે તમને એટલો બધો ભય ન લાગે કે જેથી તમે પાસ કરેલા ઠરાવને ભુલી જાઓ. આ ઠરાવ એજ શબ્દોમાં ગોકકમાં પ્રમુખ સાહેબે રજુ કર્યો હતો અને તેને ટેકો આપવાનું માન મનેજ મળ્યું હતું. આજે તેજ ઠરાવ ફરીથી તમો સમક્ષ રજુ કરવામાં આવે છે. અને આ મંડપમાંથી તે દુનીઆના મુસલમાનો આગળ તે રજુ થાય છે. હીંદુસ્થાનના મુસલમાનો અને તેમના બાવીસ કરોડ હીંદુ ભાઇઓ એક વાતને માટે તૈયાર છે તે એ કે જો બ્રીટીશ સરકાર અથવા મી. લોઈડ

જ્યોર્જ અથવા તેના સાગરીતો તેમના મગજમાં એમ ધારતા હોય કે અમે "ટરકીશ રાજ્યનો નાશ કરી નાંખીશું અને એંગોરા રાજ્યનો નાશ કરી નાંખીશું તે। આ સાત કરોડ મુસલમાનો અને તેમના મીત્ર બાવીસ કરોડ હીંદુ ભાઈઓ ડીસેંબર માસમાં પોતાની રાષ્ટ્રીય સરકાર સમક્ષ અને આખી દુનીઆની સમક્ષ એમ જાહેર કરશે કે અમારે આવો રાજા અને આવું રાજ્યતંત્ર નથી જોઇતું. અમે અમારા પ્રજાસત્તાક રાજ્યનો વાવટો ચઢાવીશું. (અલ્લાહો અકબરના અવાજો) મારા ભાઇએ કહ્યું કે આ ઠરાવ કાંઇ જેવા તેવા નથી પરંતુ તે પ્રમાણે ચાલવાને હીંમતની જરૂર છે અને તે પણ શાંતીમય હીંમતની જરૂર છે. હું ઇચ્છું છું કે તમે પુરેપુરો વિચાર કર્યા પછીજ તમારા મત જાહેર કરશો. ખીલાફતની હીલચાલ શરૂ થયા પછી અમે દરેકે દરેક રીતે ઈંગ્લાંડની સરકારને ચેતાવવાના પ્રયત્ન કીધા છે. અને તેમાં તમે ભાગ પણ લીધો છે. હમે ડેપ્યુટેશન મોકલીને છાપાઓમાં લખીને. ઠરાવો પસાર કરીને, ફતવાઓ કાઢીને બધી શકય રીતેજ તેમને ચેતાવ્યા છે. અમે સર્વ પ્રકારે જણાવ્યું કે "ભાઇઓ આ મુસલમાનોની ધારમીક બાબદ છે. મુસલમાનો દેખીતી રીતે જીવ વગરના માલમ પડે છે, તેમની પાસે રાજ્ય નથી, રાજ્ય હતું તે જતું રહ્યું છે, તેમની પાસે પુષ્કળ ધન નથી, તેમની પાસે સત્તા અને બળ નથી. પરંતુ ભાઇઓ, મુસલમાનોને જો કોઈ વસ્તુ ઉશ્કેરી શકતી હોય તો તે એકજ છે. જયારે આ પ્રજાને માટે મુશ્કેલી અને દુઃખો આવી પહોંચે છે ત્યારે તેમાં એક ધારમીક જુસ્સો પેદા થાય છે. અને જીવ વીનાની અને નમાલી દેખાતી પ્રજામાં એક એવો પ્રાણ પ્રગટે છે કે જે તેમને જાગૃત કરે છે એટલુંજ નહીં પણ આખી દુનીઆને જાગૃત કરવા તૈયાર થાય છે." અમે તેમને સમજાવ્યા, તેમના વખાણ કર્યાં અને તેમની આગળ નમ્રતાથી હાથ જોડયા પણ અંગ્રેજ ભાઇ ઠેકાણે આવ્યા નહીં. લોઇડ જયોર્જના મનમાં તો કાંઇક બીજુંજ

હતું. તેને એક ધારમીક વિગ્રહના સ્વપ્નાં આવતાં હતાં. તે ગ્લેડસ્ટનની રાજનીતી અનુસરવાનો વિચાર કરતો હતો. તેણે પોતાના વિમાનો, બંદુકો, તોપો અને બોંબગોળાઓના જોર ઉપર માત્ર આખી દુનીઆના મુસલમાનોની સામેજ નહીં પણ પૂર્વની સંસ્કૃતીની બધી પ્રજા સામે ચેલેંજ કરી છે કે "ઓ પૂર્વ સંસ્કૃતીના નમાલા માણસો જો તમો કાંઇ પણ બળ ધરાવતા હો તો મેદાન પડો, અમે તમારી સાથે લડવાને ખુલ્લી રીતે તૈયાર થયા છીએ. તમારી પાસે હથીઆર નથી અને અમે જાણીએ છીએ કે તમારાથી હમારી સામે લડી શકાવાનું નથી." આવું તેનું અભીમાન હતું. પણ લોઇડ જ્યોર્જ અને તેના હમશરીકો ભુલી જાય છે કે જ્યારે તેઓ યુરોપના પહાડોમાં જંગલી અવસ્થા ગુજારતા હતા ત્યારે તેમને સંસ્કૃતી અને ધર્મનું શિક્ષણ આપવા માટે પૂર્વમાંથીજ એક અવાજ નીકળ્યો હતો જેણે એ લોકોની હાલની સ્થીતીનો પાયો નાંખ્યો છે. જો તેઓ પોતાના પશુબળ માટે પોતાના વિમાનો અને બીજાં નાશકારક સાધનો માટે અભીમાન ધરાવતાં હોય તો આજે આપણે તેમને એક નવો પાઠ શિખવીશું. મુસલમાનો અને હીંદુઓ અને શીખો પોતાની સ્થીતી સમજી ગયા છે, તેમણે પોતાનું અધ્યાત્મ, પછી પોતાની જુની સંસ્કૃતિ અને પોતાના પરમેશ્વરને પાછા મેળવ્યા છે. અને આજે તેઓ ફરીથી એ બધું આખી દુનીઆને શીખવશે. × × × સાહેબો આજે આપણે તેમને ઓળખી ગયા છીએ અને તેઓ લોર્ડ રીડીંગને મોકલે કે બીજા કોઇ લોર્ડને મોકલે તો પણ આપણે તેમના શબ્દોથી છેતરાઈશું નહીં. અને તેમની સાથેની લડાઈ જાહેર કરતાં કહીશું કે જો ડીસેંબર મહિના સુધીમાં તમે અમારી ચેતવણી ઉપર ધ્યાન આપશો નહીં તો હમો તમારી સામે આવીને ખુલ્લે ખુલ્લી રીતે કહીશું કે તમે તમારા ગાંસડા પોટલા બાંધીને સાત સમુદ્રને પેલે પાર આવેલી કોઈ દુરની ભુમીમાં ચાલ્યા જાઓ. ( અલ્લાહો અકબરના અવાજો ) હું ધારૂં

છું કે ઠરાવનો આ ભાગ ખાસ સૌથી વધારે અગત્યનો છે! બાકીનું બધું ઠીકજ છે. લશ્કરમાં જોડાવા વીશે ઘણું કહેવામાં આવ્યું છે અને એવી નોકરી ગેરકાયદે છે એમ કહેવાયું છે, પણ તે કાંઇ આજેજ ગેરકાયદે થઇ નથી. એ તો ઘણા વખતથી છે. હું તો ધારૂં છું કે એવી લશ્કરી નોકરીએ અને એવાં બંધનેજ આપણને દસ કે પંદર રૂપીઆ માટે આપણા દેશની સામે અને આપણા ધર્મની સામે લોહી રેડવાનું શીખવ્યું છે.×× હું કહું છું કે એવી નોકરી કાંઈ આજથીજ અયોગ્ય થઇ નથી પણ જ્યારથી તે આ દેશમાં દાખલ કરવામાં આવી ત્યારથીજ તે અયોગ્ય છે. હું ફરીથી જાહેર કરૂં છું કે આ મુસલમાન સીપાહો, તમારે એમ સમજી લેવું જોઇએ કે તમારા ધર્મગુરૂઓએ (ઓલેમાઓએ) આ ફતવો ધારમીક કાયદાનો પુરેપુરો વિચાર કર્યાં પછીજ બહાર પાડયો છે અને પોતાનાં ભાષણોમાં સમજાવ્યો છે. અને આજે ખીલાફત કમીટી ખુલ્લે ખુલ્લી રીતે જાહેર કરે છે કે તમારે મુસલમાનોને માટે સરકારની આ લશ્કરી નોકરીમાં રહેવું એ અયોગ્યજ છે. પણ હું ધારૂં છું કે આ તો ઠરાવનો સાધારણ ભાગ છે; પણ જ્યારે તમે આ રજુ થએલા ઠરાવના છેલ્લા ભાગ માટે તૈયાર થશો ત્યારે હું કહું છું કે તમારે નોકરીમાં ચાલુ રહેવાનો સવાલ રહેતોજ નથી. કાયદાના અવિનય ભંગનો સવાલ અલબત્ત ઉભો થાય છે, પણ ભાઇઓ, એક વાત યાદ રાખો કે જ્યારે આપણે લાંબા લાંબા જાહેરનામાં કાઢીએ છીએ, મોટાં મોટાં સ્ટેટમેંટ કરીએ છીએ અને આપણા ઠરાવોને તારદ્વારા આખી દુનીઆમાં પહોંચાડીએ છીએ ત્યારે આપણા માથા ઉપર એવીજ જવાબદારીઓ રહેલી છે. યાદ રાખજો કે હીંદુઓ અને મુસલમાનોને માટે આ પોતાના દેશની અને ધર્મની સ્વતંત્રતા સાધવાની તક છે. ઓ હીંદુઓ, મુસલમાનો અને ઓ મારાં સીધી ભાઇઓ અને પીર સાહેબો અને તેમના શીષ્યો તમારે પણ યાદ રાખવું જોઇએ કે જો આજનો અવસર ચુકયા તો પછી આજ કે કાલનો લો-

સવાલજ નથી પણ પેઢી દરપેઢી તમારે ગુલામો અને ગુલામના દીકરાઓ તરીકે રહેવું પડશે. તમે ફરીથી સ્વતંત્ર થવાની તક મેળવવાના નથી. જો કોઇ તક હોય તો તે આજ છે. હું ઘણાં માણસોને પોતાના શૌર્ય અને બહાદુરીને વીષે મોટી મોટી વાતો કરતાં જોઉં છું, પણ જયારે તેમના ઉપર કામ ચલાવવામાં આવે છે ત્યારે તેઓ હાથ જોડીને માફી માંગવા તૈયાર થઇ જાય છે; માટે આનો પહેલેથી વિચાર કરો—યાદ રાખજો કે આ ચળવળનો અર્થ એવો છે કે તમે ગમે એટલા પૈસાદાર હો, ગમે તેવા નીરબળ હો, જુવાન હો કે બાળક હો કે ઘરડા હો, પુરૂષ હો કે સ્ત્રી હો, ટુંકામાં તમે હીંદીવાન હો તો તમારે બરાબર સમજવું જોઇએ કે આ લડતને અંગે તમારે તમારા મોટા મોટા ઘરો મોટી મોટી હવેલીઓ, બાળબચ્ચાં અને સ્ત્રીઓ ગુમાવવી પડશે. પણ એ તો કાંઇ નથી. સંભવ છે કે તમારે તમારી બધી ઐહીક વસ્તુઓ સાથેનો સંબંધ સદાને માટેનો ગુમાવવો પડે અને તે એટલાજ માટે કે ભવિષ્યમાં તમારા બાળકોને સ્વતંત્રતા મળે. તમારે તમારી જાતનો ભોગ આપવો પડશે અને જેલમાં જવું પડશે. કદાચ એમ પણ બને કે અહીં માર્શ્યલ લૉ જાહેર કરવામાં આવે; કદાચ લશ્કર આવી પહોંચે અથવા તો પોલીસ અમલદાર તમને પકડે, કદાચ તમને હેન્ડકફ કરવામાં આવે કે બેડીઓ પહેરાવવામાં આવે. ટુંકમાં તમોને અપમાન અને અપકીર્તી પહોંચાડવા માટે કોઇપણ વસ્તુ કરાવાનો સંભવ છે. જયારે તમે હસ્તે ચ્હેરે એ બધું સહન કરવા તૈયાર હશો, જયારે કોંગ્રેસ અને ખીલાફતના ફરમાન પ્રમાણે તમે મરવા છતાં બીજાને નહીં મારવા તૈયાર હશો ત્યારે તમે એમજ સમજજો કે વીજય તમારી સાથે છે અને ડીસેંબર સુધીમાં દેશ અને ધર્મ તમારા થશે. આપણામાં ઘણા એવાએ ભાઇઓ છે કે જેઓ આપણામાં ભળેહળે છે, આપણા મંડળોના સભાસદ થાય છે અને બીજી યુક્તિ પ્રયુક્તિઓથી આપણી સાથે ભાઇચારો બતાવીને

આપણામાં કુસંપનાં બીજ રોપવાનો અને ભાઇ ભાઇને એકબીજા સાથે લડાવી મારવાનો પ્રયત્ન કરે છે. અને તેમ કરીને સરકાર પાસેથી એકાદ માન ચાંદ–ખિતાબ, જાગીર કે જમીનનો ટુકડો મેળવવાનું પોતાનું કાર્ય સાધે છે–તમારામાં પોચા દીલના નકામા ખણખોદીઆ સ્વાર્થાંધ માણસો હશે અને કેટલાક એવા પણ હશે કે જેઓ પ્રમાણીકપણે પોતાના ધર્મ અને અલ્લાહને ખાતર સર્વસ્વનો ભોગ આપવા તૈયાર હોય, જેઓ કીર્તીની બીલકુલ અભીલાષા વગર પોતાના જાનમાલનો ભોગ આપવાને તૈયાર હોય તેમને હું અપીલ કરૂં છું કે તેમણે તેમ કરીને આ હીલચાલના સત્વરૂપ અક્ષય કીર્તી પ્રાપ્ત કરવી. ભાઇઓ હું ધારૂં છું કે બીજા ઘણા સદ્‌ગૃહસ્થો આ ઠરાવ ઉપર પોતપોતાના વિચારો દર્શાવવાના છે, માટે હું તમારો વધુ વખત લેવા માંગતો નથી, પરંતુ છેવટમાં હું તમોને કહું છું કે તમે આવતા ડીસેમ્બર સુધીમાં તૈયારી કરી રાખજો. હું જાણું છું કે અત્યારે સરકાર ખરાબ હાલતમાં છે. હું જાણું છું કે અત્યારે સરકાર પોતાનો ઉદ્દેશ કોઇ પણ રીતે છેતરામણથી, ભલાઈથી, વ્હાલથી, મહેરબાનીથી, કે ખોટાં વખાણથી પણ કાઢી લેવા ઇચ્છે છે. તેમની પાસે એકજ યુક્તી હતી પણ તે ઉંધી વળી છે. ++++ હવે વાઈસરાય અને તેના ભારેખમ સાથીતો સીમલાના પહાડોમાં બેસીને શું વિચાર ચલાવે છે તે આપણે જાણતા નથી પણ તે ગમે તે હોય તેમની યોજનાઓ તેમને મુબારક હો. તમારે તો તમારા કોટુંબીક સંબંધોની યોજનાઓ કરીને પુરેપુરો વિચાર કર્યાં પછી તમે પસાર કરેલા ઠરાવ પ્રમાણે કામ કરવાને તૈયાર થવાનું છે. જેથી આખી દુનીઆને માલમ પડે કે એક મહીનાની મુદતમાં એક કરોડ રૂપીઆ ભેગા કરી શકનાર અને એક મહીનાની મુદતમાં એક કરોડ કોંગ્રેસના સભાસદો નોંધી શકનાર હીંદની પ્રજા માત્ર ત્રણ મહીનાની મુદતમાં પોતાની ખીલાફત; ધર્મ અને દેશને પરદેશી સરકારની અસરમાંથી મુક્ત કરી શકે છે.

## મોલાના નીસાર અહમદનું ભાષણ.

(એક્ઝીબીટ ૫૦) કાનપુરવાળા મૌ. નીસાર અહમદે ઓલ ઈંડીઆ ખીલાફત પરીષદમાં છઠ્ઠા ઠરાવને ટેકો આપતાં નીચે મુજબ ભાષણ કર્યું હતુંઃ—

"પ્રમુખ સાહેબ, સદગૃહસ્થો,

જે ઠરાવ ઉપર મહાન રાજ્યદ્વારીઓ, અને ઓલમાઓ બોલી ગયા છે તે ઠરાવપર મારા ટેકાની જરૂર ન હોય; પરંતુ હું પ્રમુખના હુકમને માન આપી તમારી સન્મુખ બોલવા ઉભો થયો છું. મુશલમાનોએ લશ્કરમાં નોકરી કરવી એ ધાર્મીક કાયદા વીરૂદ્ધ છે. લોકોની સાથે બેવચન થનાર સરકારની સાથે કોઇ પણ જાતનો સહકાર રાખવો એ ધાર્મીક ફરમાનથી વીરૂદ્ધ છે. તેમાં પણ ખાસ કરીને લશ્કરમાં નોકરી કરવી એ હરામ છે. લશ્કરમાં નોકરી કરવી તેનો ભાવાર્થ શું છે? આપણી સરકારે એંગોરા સરકાર સામે લડનારા રાજ્યને મદદ કરવાનું બીડું ઝડપ્યું છે. અને એવી સરકારને મદદ કરવી તે મહા પાપ છે. જે ભાઇઓ આ પરીષદમાં હાજર ન હોય તે ભાઈઓને પણ આ સંદેશો પહોંચાડવો. ખાસ કરીને મુસલમાનોએ તો આ સરકારને મદદ કરવી ન જોઇએ." અત્રે આરોપીએ અરેબીક ચોપડીમાંથી એક ફકરો બોલી હાજર રહેલાંઓને કહ્યું હતું કે કુરાનમાં નીચે પ્રમાણે છે:—"ઓ મુસલમાનો! આવી સરકારના લશકરમાં નોકરી કરવી અગરતો બીજાને તેમ કરવા કહેવું એ હરામ છે. જો આપણે તેમ કરીશું તો ખુદાના દરબારમાં શું મોઢું બતાવીશું? આપણી સામે ખડી થએલી આ હરકતો, દુઃખો, એ માત્ર ખુદાની આજ્ઞા વીરૂદ્ધ વર્તન કરવાથી ઉભું થયું છે. તમે અગર હું લશકરમાં જોડાઇને મુસલમાન સામું લડવા જઇએ એ મહા પાપ છે. જો આપણે એવું વર્તન ચાલુ રાખશું તો બીજા દેશના લોકો તેઓની પાસે પણ આપણને બેસાડશે નહિં. તે લોકો કહે

છે કે તમે તમારા ધર્મને વેચીને ગુલામ થયા છો અને માત્ર બાર રૂપરડી માટે બીજાને ગુલામ બનાવવા તમારાથી બનતું કરો છો. આ ઠરાવને હું અંતઃકરણપૂર્વક ટેકો આપું છું અને આપ સદગૃહસ્થોને વિનંતી કરૂં છું કે ઠરાવ મૂજબ વર્તન કરશો.

## મૌ. મહમદઅલીએ ઠરાવપર કરેલી રીમાર્ક.

(એકઝીબીટ ૫૧) ૧૯૨૧ ના જુલાઈની ૯ મી તારીખે કરાંચીમાં મળેલી ઓલ ઇંડીઆ ખીલાફત પરીષદમાં રજુ થએલા છઠા ઠરાવપર નીચે મુજબ રીમાર્ક કરી હતી.

"આ ઠરાવ ઘણો અગત્યનો છે, અને આપણા ભવિષ્યના વર્તનનો આધાર એના પર છે. ઠરાવપરની આપણી જવાબદારીઓ પણ એટલીજ છે. ભાષણો અંગ્રેજી; ઉર્દુ અને સીંધીમાં થયાં હતાં. કુરાન, ધર્મશાસ્ત્ર અને હદીસમાંથી દલીલો કરવામાં આવી હતી. ઠરાવપર ચર્ચા ઘણી થઇ હતી. જો તમારે ઠરાવ પાસ કરવો હોય તો તમારે ઉભા થઇને ટેકો આપવો." આ સાંભળી સભામાંના લોકો ઉભા થયા અને ઠરાવને દરેક જાતના અવજોથી વધાવી લીધો. ઠરાવની વિરૂદ્ધમાં કોઇ પણ હતો નહિ.

ત્યાર બાદ પ્રમુખે કહ્યું કે, ઠરાવ પાસ તો થયો છે, પરંતુ તેની દરેક જવાબદારીઓ કબુલ રાખવાને તમારે બધાએ તૈયાર રહેવું જોઈએ. જ્યાં સુધી તમે તમારા ધર્મ અને દેશને માટે વધુમાં વધુ ભોગો આપશો નહિ ત્યાં સુધી સ્વરાજને લાયક થશો નહિ. તમારે સરકારી નોકરીઓ છોડી દેવી જોઇએ. સરકાર પોતાનું વલણ બદલશે નહિ તો તમારે અમદાવાદમાં મહાસભા મળ્યાં પહેલાં આ બધું અમલમાં મૂકવાનું છે. સીંધીઓને હવે નિંદ્રા લેવાનો વખત નથી; હવે દરેક કોમને પોતાથી બનતું કરવાનો સમય આવી લાગ્યો છે અને ત્યારેજ તમો તમારા ધર્મનું અને દેશનું રક્ષણ કરી શકશો.

પરમાત્મા અમને બળ આપો. આમીન."

## મૌલાના શૌકતઅલીએ નવસેરી શીરોઝમાં પહેલી સાહીતી જીલ્લા પોલીટીકલ કોનફરન્સમાં ૨૫ મા ઠરાવના ટેકામાં આપેલું ભાષણ.

(એકઝીબીટ ૫૬) મારા હીંદુ અને મુસલમાન ભાઇઓ, હું મારા ભાઇ શેખ અબદુલ મજીદે રજુ કરેલા ઠરાવને ટેકો આપું છું. હું ઉપકાર માનું છું અને આજે અહીં આવી પહોંચ્યો તે માટે મને આનંદ થાય છે. તમે એમ ધારો છો કે મને અહીં આવતાં રસ્તામાં અડચણો પડી હશે પણ હું તમને ખાત્રી આપું છું કે જે માણસ માતૃભુમીની સ્વતંત્રતા મેળવવા ઇચ્છે છે તે એવી અડચણોની દરકાર રાખતો નથી. આપણે હીંદુસ્થાનને સ્વતંત્ર બનાવવાનું છે ને ઇસ્લામના શત્રુઓને નાશ કરવાનું છે એથી આ અડચણ કાંઇ વિસાદમાં નથી. જયારથી અમે આ કામ હાથમાં લીધું છે ત્યારથી અમે નીશ્ચય કર્યો છે કે અલ્લાહને ખાતર જાનનો, માલનો અને સગાંઓનો ભોગ આપવો. આ સરકારમાં કોઈ દમ નથી. એ તો એક હવા ભરેલા ફુટબોલ જેવી છે. એમાં સ્હેજ કાણું પાડશો તો તરત હવા નીકળી જશે. આપણે નીશ્ચય કર્યો છે કે કયાં તો આપણે સરકારને પંજાબ અને ખીલાફતના સંબંધમાં ન્યાય આપવાની અને આપણને સ્વરાજય આપવાની ફરજ પાડીશું. (જેથી બીજા કાવાદાવાનો સંભવ ન રહે) અથવા તો આપણે લાખો અને કરોડો જાનની ખુહારીના ભોગે પણ જાતેજ સ્વરાજ સ્થાપીશું. હું ધારું છું કે આ જે ભાઇઓ ભાષણોની નોંધ લે છે તેઓ જાતે કલેકટર કે ગવરનર હોત તો ઠીક. તેઓ આપણી સંઘમાં છે. હું તેમને કહું છું કે અમો અંગ્રેજોથી ડરતા નથી પણ અલ્લાહથી ડરીએ છીએ. તમો રીપોર્ટરો અને અમે એક બીજાની સામે છીએ. (એમ કહીને તેમણે એક કવીતાની કડી સંભળાવી..........................)

જેમ જેલો વધારે ભરાશે તેમ તેમ સંખ્યાબંધ કામ કરનારા નીકળી આવશે. એક મહમદઅલી કે એક શૌકતઅલી કે ગોધરામના લોહીના ટીપાંમાંથી લાખો બીજા ઉત્પન્ન થશે.+

સરકાર જાણે છે કે અમને પકડયાથી આ કામ કાંઇ અટકી પડવાનું નથી. આજે સેંકડોને કેદ કરવામાં આવે છે. મહમદઅલી ને શૌકતઅલી પાસે માફી મંગાવવાની છેતરામણ કરવામાં આવી હતી. આજે તેમને કેદમાં મોકલો પણ તેઓ માફી માંગશે નહિં. ધર્મને હલકો પાડવો ને કોઈની સ્ત્રીનું અપમાન કરવું એ મશ્કરી રૂપ ગણાયું છે. બાળકોને નેતરથી ફટકાવવા એ પણ મશ્કરી રૂપ ગણાયું છે. હીંદુસ્થાન એવી સરકારને શ્રાપ આપે છે. મહાત્મા ગાંધીજીએ કહ્યું છે કે તેમને પહેલી નવેંબરે પકડવામાં આવનાર છે. ભાઇઓ મર્દ બનો, પુરૂષાર્થ એ ધર્મનો એક ભાગ છે. જો તમે ભય રાખતા હો તો તમે મુસલમાન નથી. તમે કોઈ હકીમથી બ્હીતા હો તોપણ તમે મુસલમાન નથી. તમે અલ્લાહની આગળ શું જવાબ આપશો ? કોંગ્રેસના સભાસદ થાઓ, સરકારી શાળામાંથી છોકરાઓને ઉઠાડી લઇ રાષ્ટ્રીય શાળામાં મોકલો. વાતો ઓછી કરો અને ખરૂં કામ કરી બતાવો, ધર્મ પ્રમાણે દરેક મુસલમાન પરદેશી કાપડનો બહીષ્કાર કરવા બંધાયલો છે. દારૂના બહીષ્કારના સવાલનો નીર્ણય આવતા મહીનામાં થશે. પાંચ કરોડ સ્વયંસેવકો દારૂના પીઠાનું પીકેટીંગ કરવા નોંધાશે. સરકાર અમને ગોળીથી માંરી નાંખશે અને અટકાવશે તો જ્યારે એક મરશે ત્યારે બીજો તેની જગ્યા લેશે. દારૂ જેવી મના કરવામાં આવેલી વસ્તુના બહીષ્કાર માટે માણસોને કેદમાં નાંખનાર આ સરકારનું મ્હોં અમે આખી દુનીઆમાં કાળું કરશું. હું ખાત્રીથી માનું છું કે હીંદુસ્તાનપર હુમલો થયા વિના ન રહે અને તે વખતે ખીલાફતનો ફડચો થયો ન હોય તો કયું લશ્કર અંગ્રેજ સરકારની મદદે ઉભું રહેશે ?! (રીપોર્ટરોને) હું કહું છું કે લખી લો કે એ વખત એવો પણ આવશે કે જ્યારે આ લોકો (—; ...) કાગળો ફાડી નાંખીને અમારી સાથે જોડાઇ જશો (અલ્લાહો અકબરના અવાજો) હું જાણું છું કે જો સરકારની ઓફીસોમાંથી હીંદીઓ નીકળી જાય, તો એ લોકોનું (અંગ્રેજોનું) ગાડું પાંચ દિવસ

પણ ચાલે નહીં. તેઓ હંમેશાં પીવામાં, જુઠું બોલવામાં અને બીજી હરામખોરી કરવામાં રોકાયલા રહે છે. અને બીજા લોકોની સ્ત્રીઓની ઠઠ્ઠા મશ્કરી કર્યા કરે છે.

હીંમત રાખો, મર્દ બનો, રેંટીઆ ફેરવો અને નોકરીઓ (સરકારી) છોડી દો. લશ્કરમાં નોકરી કરવી એ હરામ છે. સ્વરાજ ફંડ માટે પૈસા આપો, લડાઇ ચાલુ થશે. પ્રભુ કૃપાથી ત્રણ મહિનામાં શું બને છે. તે જુઓ હું આજે ચાલ્યો જાઉં છું. જોઇ કોઇ સરકારી નોકર મને પકડવા આવશે તો હું તેને માથું નમાવીને તેની સાથે જઇશ. હું થાકી ગયો છું. અને સરકારને ખરચમાં ઉતારવા માંગું છું. અને બહાર ન કરી શકું તે જેલમાં જઇને કરીશ.

## ગોકકમાં મૌલાના મહમદઅલીનું ભાષણ.

(એક્ઝીબીટ ૬૦) આખી પરીષદ સમક્ષ એકજ ઠરાવ છે. અત્યાર સુધીમાં એવી એકપણ સભા મળી નહીં હોય કે જેમાં ૧૦–૧૫ ઠરાવો પસાર કરવામાં આવ્યા ન હોય. પણ જ્યારે આપણે કામ કરવાનું હોય છે ત્યારે આ ઠરાવો પાસ કરવા જોઇએ. હું અંગ્રેજીમાં અને ઉરદુમાં તમારી સમક્ષ ઠરાવ વાંચી જઇશ. તેના ઉપર હું કાંઈ બોલીશ નહીં તમે સાંભળો અને જો તમને કબુલ હોય અને તેનો અમલ કરવા તૈયાર હો તો હાથ ઉંચો કરજો.

(ઉરદુમાં વાંચેલો ઠરાવ)

આ બેલગામ ડીસ્ટ્રીકટ ખીલાફત પરીષદ જણાવવાની જરૂર ધારે છે કે, મુસલમાનોએ અંગ્રેજ સરકારના લશ્કરમાં રહેવું, જોડાવું, કે બીજાને જોડવામાં મદદ કરવી એ પાપ છે. જો બ્રીટીશ સરકાર અંગોરા રાજ્યની સામે લડાઈ જાહેર કરે તો આવતા ડીસેંબર મહીનાની કોંગ્રેસપર આપણે કાયદાનો સવીનય ભંગ કરવા અને હીંદુસ્થાનની સ્વતંત્રતા જાહેર કરવી એ આપણી ફરજ થઇ પડશે.

સુરત અને ગામડાંની પ્રજામાં વિશ્વાસપાત્ર થઈ પડેલા

# કલ્યાણદાસ સુખણુદાસ કઠોરીઆ.

## નું નામ તો સુવિખ્યાતજ છે

કારણુ એજ કે, ગ્રાહકોનો સંતોષ એજ મુખ્ય

મુદ્રાલેખ છે.

સાડીઓ, પોલકા, ફરાકો અને ચોળીઓ વીગેરે ઉપરનું
અપટુ-ડે-ટ ફેશનનું જરીનું ભરતકામ સુંદર અને
ગ્રાહકોની પસંદગી પ્રમાણે કરી આપવામાં
કારકીર્દી મેળવી છે.

જાતી દેખરેખ, ખંત અને સાહસ અને નેકીથી ઉન્ન-
તીના શીખરે પહોંચવાનોજ પ્રયાસ આદર્યો છે.

**ફક્ત એકજવાર ઓર્ડર આપી હમારા ભરતકામની**

**ખાત્રી કરો.**

સગરામપુરા-મોટા રસ્તા, ફુવારાની સામે,

સુરત.

# મોતીલાલ લલ્લુભાઈ ચીતનીઆ.

## સોના ચાંદીના દાગીના બનાવનાર તથા વેચનાર.



### દોહરો.

મોહક દાગીના દિપે, ગ્રાહક રાજી થાય;
તીવ્ર બનાવટ હોય તો, હુન્નરબાજ ગણાય ૧

લાયકને લાયક મળે, હોંસે થાયે કામ;
લક્ષ્મી સાર્થક થાય ત્યાં, જ્યાં હુન્નરનું ધામ. ૨

લલનાઓના લક્ષમાં, નવનવી ફેશન હોય;
લુમકો ફેશનમાં ગણે, ફેશન ઉમદા જોઇ. ૩

ભાત ભાતની ફેશનો, દુકાનમાં દીલદાર;
ઈન્દ્રાણી સમ શોભતો, થાયે છે શણગાર. ૪

ચીવટ ચિતે ચળવળે, વીધ વીધ ફેશન કાજ;
તરુણ વૃદ્ધ કે બાળને, અલંકાર સુખ સાજ. ૫

નીતી રીતિ નીર્મળા, પૂર્ણ પ્રમાણીક નેક;
આત્મામાં ઇશ્વર સ્મરી, શુદ્ધ કામનો ટેક. ૬

ઠેકાણું--ભાગાતળાવ રોડ, સુરત.